ઐતિહાસિક નવલકથા.




# ધારાપતિ

# જગદેવ

અને

# વિરમતિ.

પ્ર. કર્તા

માહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર—અમદાવાદ.

શ્રી જગદિશ્વર પ્રિન્ટિંગ પ્રેસ. અમદાવાદ.

વીરરસ પ્રાધાન્ય

# જગદેવ અને વીરમતિ

છપાવી પ્રસિદ્ધ કરનાર,

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૨૦૦

અમદાવાદ

શ્રી "જગદીશ્વર" પ્રીન્ટિંગ પ્રેસમાં

પટેલ ડાહ્યાભાઇ દલપતરામે છાપી.

સંવત ૧૯૬૧ સને ૧૯૦૫

કીમત આઠ આના.

# પ્રસ્તાવના.

સમસ્ત જન-સમાજનું કલ્યાણ કર્ત્તા જ્ઞાન છે, જ્ઞાનનો ઉત્પાદક સૂક્ષ્મ કેળવણી છે સૂક્ષ્મકેળવણીથીજ મનસૂક્ષ્મ રચાય છે. એક બાજુ સૂક્ષ્મ કેળવણી મનને સૂક્ષ્મ રચે છે તો બીજી બાજુ મહાપુરૂષોના જન્મચરિત્રોનું અવલોકન, મનન અને પઠન પણ મનને સૂક્ષ્મરચી આ લોક અને પર લોકનું શ્રેયસાધે છે.

આ ઇહલોકમાં મહાપુરૂષોના ચારિત્રજ વ્યવહાર અને પરમાર્થ ઉભય સિદ્ધ કરાવનાર અને ધર્મનું અંતઃ સ્વરૂપ સમજાવી મુક્તિનો માર્ગ દરશાવનાર છે. જેમ સ્થુલ શરીરના પોષણ શોષણનો આધાર અન્નપાન પર રહે છે તદ્‌વત્ સૂક્ષ્મ શરીર, મન, બુદ્ધ આદિના પોષણ શોષણનો આધાર મહાપુરૂષોના ચરિતનું સૂક્ષ્મ અવલોકન અને અનુકરણજ છે. આ વિશ્વવૃક્ષ મહાપુરૂષોની લીલાથીજ ઉગ્યું છે ઉભું છે અને લીલું રહ્યું છે એ મહાત્મા એની કૃતિનું અધ્યયન કરી તેમનું અનુકરણ કરવું એજ તેમનું પૂજન, આર્ચન અને તેમના સ્વરૂપ અને સ્વભાવમાં સ્થિતિ કર્યા તુલ્ય છે, અસ્તુ.

આ ' જગદેવ અને વીરમતી ' નામક કથા વીર સૃગારાદિ રંસોથી અલંકૃત છે. વીરબાળાઓયે વિપદમાં પોતાનું શીયળ કેવી રીતે સાચવવું ? પતિવૃત્તા ધર્મ એટલે શું અને ત્હેની કેવી રીતે રક્ષા કરવી ? એનું વીરમતિએ આબેહુબ દૃષ્ટાન્ત છે સ્વામિ ભક્તિનું ઉત્તમોત્તમ ચિત્ર અવલોકીયે તો જગદેવથી અધિક કોઇ છેજ નહિ, અને જગદેવના પુત્રોની વીરતા માટે તો જેટલું કથવું તેટલું ન્યુનતા પૂર્ણજ છે,

યાદવ.

# અનુક્રમણીકા.







# જગદેવ અને વિરમાતિ

## પ્રકરણ ૧ લુ.

### આકસ્મિક પ્રેમદર્શન.

વસંતઋતુ હવણાજ બેઠી હતી. વન, ઉપવન અને ઉદ્યાનની શોભા હવણાજ અધિક વૃદ્ધિને પામી હતી. મુગ્ધ છોડની મુગ્ધતા, વિધવિધ વૃક્ષોના નવપલ્લવોની રૂપ–રમણીયતા અવલોકવાનો આજ યોગ્ય સમય હતો. શરીર અને મનના શ્રમને સત્વર ઉતારતા મેના અને કોયલના ટહુકા આજ સમયને વિશેષ આનંદપ્રદ રચતા હતા. માઘ શુદ ૫ ( વસંતપંચમી ) એ એનો પટ્ટાભિષેક દિવસ હતો. રમણીયોને રમ્યબાગમાં રમવાનો આજ દિવસ ઉત્તમોત્તમ હતો.

આ સુખપ્રદ માંગલિક દિને ત્રણ સુકુમાર રમણીયો એક સુંદર વાટિકા ( બાગ ) માં ફરતી ફરતી મધુર વાર્તાલાપ કરતી બાગની શોભામાં અતિ વૃદ્ધિ કરી રહી હતી. આ ત્રણ રમણીયોમાં એક ટુંકટોડાના રાજા રાયજીની મુગ્ધ સુકુમારી વીરમતિ હતી અને બીજી બે તેની સખિયો મધુરી અને કાન્તા હતી. ફરતાં ફરતાં ગુલાબના વિકસેલા પુષ્પને જોઇ વીરમતિ બોલી.

'અલિ મધુરી ! જો જે પેલા ગુલાબના પુષ્પને અડકતી !'

'કેમ વારૂ, શું એવા સુકોમળ પુષ્પનો આપજ સ્પર્શ કરી શકો અને સુખ માણી શકો ? અમને તો એનો સ્પર્શ કરવાનો પણ અધિકાર નહિ ખરૂં કે ?'

'મેરમેર ! તું તો અવળું સમજી. બેની ! એના કાંટા વાગે એટલે મેં તો ઉલટું સારા સારૂ કહ્યું.

'હા, બા, હા. ત્યારેતો શુરવીર જગદેવ કુમારશ્રીના કાંટા પણ આપને વાગતા હશે ખરૂં કે! મધુરી આ પ્રમાણે બોલી એટલે તહેની બીજી કાન્તાએ પણ તેમાં ઉમેરો કરી કહ્યું,

'હા, સખિ ! ખરીવાત. આ સંવત પંચમીપર બ્હેનીને

પ્રીતમે ન આમંન્યા એ કાંટા, બીજુ શું ? અને એથી એ બીચારા ગુલાબપર આવડો બધો રોષ, કે પોતેપણ પાસે ન જાય અને બીજાને પણ ન જવાદે.'

'આતો તમ બેઉ એક થયાં ખરૂં કે ! વારૂ બ્હેની કાન્તા એ ગુલાબ સુવાસ અને સુકોમળતાથી પરિપૂર્ણ છે પરંતુ કીરતારે એની સાથે કાંટાની રચના કેમ કરી હશે ?'

'બ્હેની ! એતો મ્હારાથી અનુભવી વિશેષ જાણે. કારણકે આપે ગુણગ્ન જગદેવ ગુલાબના પરિમલ ( સુવાસ ) અને સુકોમળ તાનો લ્હાવો લીધો છે.'

'કાન્તા ! ત્યારે મ્હનેતો એ કાંટાવાળા સાથે સ્નેહ રાખવો જરીયે ગમતો નથી મુઆ કાંટાનું દરદ પાછળથી સાલે, એમાંથી સાર નિકળે ત્યારે એ.'

'જારે મુઇ ઘેલી ! કામ, ક્રોધ, લોભ અને મોહઆદિ સાંસારિક કાંટાવાવાળા પત્રો પરતો એમણે આસન જમાવ્યું છે બાકીએ પોતે તો સુવાસ અને સુકોમળતાથી પરીપૂર્ણ છે. માટે સુખપ્રદ રસીકનો વિયોગ તમને કાંટાનું ભાન કરાવતો હશે.'

'વાહરે ચતુરા ! તહેતો ખુબ ચાતુરી વાપરી.' આ પ્રમાણે વાર્તાવિનોદ કરે છે એવામાં મધુકર [ ભ્રમર ] ઉડતો ઉડતો ગુન્જાર કરતો વારંવાર મધુરી પરની શરીર સય્યાપર બેસવા લાગ્યો, એ જોઇ વીરમતી બોલી.

'અલિકાન્તા ! જોને આ મધુકરતો મકરંદ લેના આ મધુરી પાછળ ગુન્જાર કરતો ભમ્યાજ કરે છે આહા ! આતો જોયા જેવો તાલ. મધુરી ઘણુંયે વારવા જાય છે પરંતુ એતો નિર્લજ થઇ એના સ્તન કમળ શિખરપર નિઃશંક થઇ બેઠો, આથી ચીરડાઇને મધુરી બોલી.

'અલિ વિરમતિ ! આ નિર્લજ ભ્રમરને વારને ! જોને કોઇની નહિતે મ્હારી પાછળજ પડયો છે, વારવાછતાં ઉપર પડતોઆવેછે.

'અલિકાંન્તા ! નિર્લજ એ કે તહું ! બીચારો એ તહારા પ્રેમમાં ઘેલો બની તહારી પાછળ ભમ્યા કરે છે અને તહનેતો જરીયે ત્હેની પરવા નથી.'

'સખિ ! જરા એને સમજાવતો ખરી ! અરરર ! એતો

મ્હને બહુ પજવે છે ! ભુલવી મુકવીને વારંવાર મ્હારા અધરપર વિહાર કરવાના લોભથી કંઇક ગાતો ગાતો ધસી આવે છે.'

' સખિ ! તું ઇસારો કરી બોલાવતી હઇશ, નહિતો કોઇ-ની પાછળ નહિને ત્હારી પાછળજ કેમ પડે ?

' વારૂ બ્હેનો ! તમ બેઉતો મ્હારી હાંસિજ કર્યા કરશો.'

' એમાં હાંસી શાની ? ત્હુંજ વિચારકે મધુકર મધુરી પાછ-ળ ન ભમે ત્યારે કોની પાછળ ભમે? મધુરી અને મધુકર કંઇ નોંખાંછે?

' વારૂ, ત્યારે પ્રિયવીરમતિ ! જગદેવ પણ આવા મધુકરજેવા અટકચાળા છે ? માનવિના પણ ત્હારાપર ઉપર પડતા આવે છે ? હવે કેમ ઉત્તર આપતાં નથી બીજાનો ઉપહાસ કરવામાંજ આનંદ આવે છે ખરૂં બ્હેની ?

' બ્હેની ! એ દેવતો બહુ વિચિત્ર છે કામણગારા છે અને એમના જેવા આ જગતમાં વીરપુરૂષ પણ થોડાજ હશે.

' કેમ ન હોય ? પતિના વખાણ કોણ ન કરે ? પરંતુ જો વસંતપંચમીના આજ માંગલિક દિને વસંતરૂતુથી વિકસેલી આ વા-ળી વીરમતિને એ વીરપુરૂષના દર્શન થાય તો તો પછી આણંદમાં શી બાકી રહે ? બેની ! આ મનુયમ બાગની સુખપ્રદ લહેરોની મો-જો માણુતાં અત્યારે તારા મન મંદિરમાં પણ એજ રસિક રમણ કરી રહ્યા હશે ખરૂં ?' આ સાંભળી કાન્તા બોલી—

'હા, બેન ! તેં સત્ય કહ્યું. એનો દેખાવજ જાણે એ પ્રીત-મનું પ્રેમથી સ્મરણ કરી રહી હોય, એમ કહી આપે છે.'

એ પ્રમાણે વાર્ત્તા વિનોદ કરતાં સર્વે બાગમાં આમ તેમ ફરે છે તેવામાં વીરમતિ બંને સખિયોથી છુટી પડી એક કદળી મંડપ આગળ આવી પહોંચી અને પૃથ્વી પરથી પોતાની સુવર્ણતા સમેટતા. પદ્મિનિપતિ પદ્માકરને જ્યારે તેણે પોતાની પ્રિય પદ્મિનિ પ્રતિઃતરોય પશ્ચિમદિશામાં અર્દ્ધ લોપ થઇ જતા જોયા, ત્યારે તેણીયે તેમને વિનવીને કહ્યું—

'હે ! કમળાકર ! આપ આ સૃષ્ટિના પિતા છો. શું આપ આ બાળકીની અરજી ચિત્તપર નહિ ધરો ? આજ વસંતપંચમીને દિને પણ મને મારા નાથ જગદેવ સાથે મેળાપ નહિ કરાવો ? કોણ જાણે આજ મને પ્રાતઃકાળથીજ એમની લગની લાગી છે ને હજુ

સુધી મારા મનને ઘણુયે વારવા છતાં પણ શમતી નથી. વળી આજ મારી ડાબી આંખ પણ કયારની ફરકે છે. આહા ? એમનો પેલ વેલો ટુંક સમાગમ પણ કેવો રમણીય હતો ? નવી નવોઢાઓનો પેલો પતિ-યોગ કેવો આનંદ પ્રદ હોય છે ? તેનો અનુભવ તેના અનુભોક્તાઓનેજ હોય છે. આહા ! સૂર્ય ભગવાન ! આ મનહર બાગમાંથીજ મારા મન મોહનના મને એકાએક દર્શન થાય તો પછી મારા જેવી ભાગ્યશાળી કોણ ? અરે ! પણ હું તો ખરેખર ઘેલી જ બની છું પ્રિતમ પ્રેમ પરવશબની ઘેલાઘેલાજ તર્કો રચું છું. કેટલે અંતરે ધારાનગરી અને કયાં આ ટુંકટોડાનો રમ્ય બાગ ! મારા જેવી કોઇ મૂર્ખી હશે ? અહિં વળી મન મોહન કેવા ? કોણ જાણે અત્યારે એ શુંયે કરતા હશે ? અરેરે ! નાથ ! વસંતપંચમી પર પણ આપે મને નજ આમંત્રી ? હશે. મારૂં પ્રારબ્ધજ પોચું આપનો શું દોષ કાઢું ? ખરેખર, નાથ ! પણ આપનો વિયોગ હવે તો મને અકારો થઇ પડયો છે. કોણ જાણે તમે મને પ્રથમ જ સમાગમે શુંયે કરી નાખ્યું છે આહા ! પણ મારૂં કેટલું સદ ભાગ્યકે મારો જગદીશ્વરે એવા સમર્થ વીરકુમાર સાથે યોગ રચ્યો?'

એ પ્રમાણે વિચાર કરતાં તેની દષ્ટિ એક તરૂણ રૂપવાન વીરકુમાર પડી.

વાંચનાર ! એ વીરકુમાર કોણ હતો ? એ વિશે પ્રથમ આપણે માહિતગાર થઇ આપણી જીજ્ઞાસાને તૃપ્ત કરીયે.

જે પળે કુમારી વીરમતિયે આ રમ્યબાગમાં પોતાની પ્રિય સખિયો સાથે પ્રવેશ કર્યો તે અગાઉ ધારાનગરીના માહારાજા ઉદિયાદીત્યના કુમાર જગદેવે પણ તેજ બાગમાં આવી પોતાના ઘોડાને એક વૃક્ષના થડે બાંધી કદળી મંડપમાં મુકામ કર્યો હતો અને શીતળ પવનની લહેરોએ તેને નિદ્રાવશ કર્યો હતો.

વીરમતિ અત્યાર લગી જેનું સતત ધ્યાન કરી રહી હતી અને જેના દર્શન માટે અધીરીબની ટળવળી રહી હતી તેજ મન મોહન જેવી મનહર છબિને એકાએક કદળી મંડપમાં નિદ્રાવશ અવલોકી તે ચમકી ચમકતાની સાથેજ રોમાંચ અનુભવ્યો,અને બોલી.

' આહા ! હું શું અવલોકુછું ? વિશ્વનાથની કેવી વિચિત્ર રચના ! પ્રાણેશ્વર જેવીજ મનહર મૂર્તિ અહિં કયાંથી ? આવી

કેમસૂતા હશે ? પેલો અશ્વ પણ એજ છે કે નહિ ત્હેની પાસે જઇ ખાતરી કરૂં.' એમ વિચારી તે પોતાના પ્રિતમની નજદીક જઇ પ્રિતમની છબિ સ્નેહ જળથી ઉભરાતી દ્રષ્ટિયે નિહાળતાં ધરાઇજ નહિ આખરે મનનું સમાધાન થતાં તેણે હૃદય ઉદ્‌ગાર એકપછી એક કાઢવા માંડયા.

' આહા ! હું કેવી ભાગ્યશાળી ? છબિતો એજ ! મુખાર્વીંદ શરીર પણ એજ! નિઃસંશય, મ્હારા નાથજ છો પરન્તુ અત્રે આમ કેમ આવ્યા હશે ? કંઇ વીપરીત તો નહિ બન્યું હોય ? અથવાતો કાર્યાર્થેતો નહિ જતા હોય ? નારે, ના. કયંઇ કાર્યાર્થે જતા હોયતો આમ એકલા નજ હોય, અને વળી અહિં [ અદૃશ્ય રહી ] મુકામ પણ ન કરે ? કદાચ મ્હારા પિતાશ્રીને કે મ્હને મળવા સારૂ આવ્યા હોય તો પછી અહિં આમ છુપાઇને રહેવાનું શું કારણ ? ' બરાબર નિહાળી.

' આહા ! ભરનિદ્રામાં સૂતા છે માટે એમને શીરીતે જગાડાય ? નિદ્રામાં પણ એમની વીરતા, રમણીયતા અને રસિકતા એમના મુખચંદ્રપર કેવી વિલસી રહી છે ? પ્રકાશી રહી છે ? એમને નિહાળી હવે મ્હારી ધીરજ રહેતી નથી. લાવ એમને જગાડું પણ તમ્હનેતો મુખ લાજ આવે છે. પણ પ્રાણનાથને જગાડવામાં લાજશી? નાથ ! નાથ ! જાગોને ! બળયું આજ વસંતપંચમીને દિને આમ શું તરસાવતા હશો ? જાગોને ! મ્હારે કામ છે. કેટલુંક પૂછવું છે. આવી રીતે તે નાથ ! આમ સુવાતું હશે ? આપના કમળ વદનને આમ એકાએક કષ્ટ શા સારૂ આપવું પડયું છે ? મ્હારા હાર શા ખપના છે ? એ આપની શય્યારૂપે કામના નથી ?

' અરેરે ! આમ બોલાવતાં એ જાગતા નથી, ત્યારે એમના કર કમળનો સ્પર્શ કરી એમને જગાડું કે એક સુંદર દૃઢાલિંગન કરી જગાડું ? પણ અરે હું પણ એક સામાન્ય સ્ત્રીની પેઠે કામવશ થાઉછું સમીપમાં સખિયો કયંઇક છુપાઇ રહી મ્હારો આ તાલ જોતી હશે તો મ્હને તેઓ કેવી હસશે ? ' એવામાં વીરમતીના કર્ણે આવાજ પડયો ' ચોરી કરનારને પકડીછે પકડી ! આટલા સારૂજ વહું અમારાથી છુટી ખરૂં કે ? '

આ શબ્દો વીરમતીની શ્રવણેન્દ્રિયે અથડાતાંજ ત્હેનો ના-

જાુક સુકુમાર હસ્ત પ્રિયમુખાર્વીંદનો સ્પર્શ કરવા ઉમંગભેર પણ લજ્જાથી ખમચાતો સજ્જ થતો હતો તે એકાએક આથી ખમચ્યો અને પોતાની સખિને આ પ્રમાણે બોલતી જોઈ, તે શરમાઇ ગઇ, અને પતિથી જરા દુર ખસી ગઇ, એટલામાંતો મધુરી અને કાન્તા બેઉ તેના સમીપ આવી ઉભી રહી અને મધુરી બોલી.

'બ્હેની ! શાસારૂ શરમાઇ વેગળી નાસે છે ? અમારી શરમ રાખીશ નહિં અમારાથી નોખાપડી તહેં તહારા સ્વામીને કેવા શોધી કાઢયા ? શાબાસ છે ત્હને ! પણ સખિ) આટલી શરમાયછે કોનાથી ? ત્હારા પ્રિતમ નિદ્રાવસ્થામાં છે એ વખતે પણ તું આટલી શરમાય છે ત્યારે એમના જાગ્યા પછીતો તહું કોણજાણે કેટલીયે શરમાઇશ. અમારાથી જો ત્હું શરમાતી હોય તો, ત્હું કહેતો અમે જતાં રહીયે. આહા ! સખિ ! ત્હારા જેવું ભાગ્ય કોઇનું નહિ કે જેવી આજ પ્રાતઃકાળથીજ ત્હને ત્હારા પ્રિતમની તાલાવેલી લાગી હતી તેવાજ ત્હને ત્હારા એ રસિકધિરાજના આજને આજજ દર્શન થયા. વારૂ, પણ તેઓ અહિં આમ કેમ આવ્યા હશે ? કંઇ પણ કારણ હોવું જોઇયે.'

આ સાંભળી વીરમતી બોલી.

'બળયું મધુરી ! જગાડને એમને ? મ્હેને તો જગાડતાં લજ્જા આવે છે !'

'અત્યાર લગી લજ્જા કયાં સંતાઇ રહી હતી ?'

'હું તો મ્હારા મન સાથે વાતચીત કરતી હતી. એમની સાથે કયારે બોલી છું?'

'વારૂ, ત્યારે તહુંતો એમની સાથે કદી બોલવવાની પણ નહી ખરૂં કે ? અમારાથી જો શરમાતી હોય તો લે અમે તો આ ચાલ્યાં, પછી જગાડજે એમને' એમ કહી સખીયોના વીદાય થયા પછી વીરમતી ફરી વીચારમાં પડી.

'પ્રાણનાથને જગાડુ ? મ્હારૂ મન હવે ધીરજ ધરતું નથી, નથી, કારણ કે એ આમ એકલા આવ્યા છે માટે કંઈ કારણસર રીસાઇનેજ આવ્યા હોય એમ જણાય છે સંધ્યા સમય પણ થયો. રાજમંદીરમાં જવાનો વખત પણ થઇ ગયો, માટે હવે તો એમને સત્વર જગાડુ' એવો સંકલ્પ કરેછે એટલામાં તો કુમાર જગદેવે પા

પાસું ફેરવ્યું અને આંખ ઉઘાડી જુએ છે તો સામે એક પરીચીત સુંદર રાજકન્યાને જોઇ જોતાંજ તેને ઓળખી કાઢી અને ઓળખ પ્રેમપુર પ્રવાહમાં તણાતો બોલ્યો

'આહા! કોણ વ્હાલી વીરમતી ?'

'પ્રાણનાથના મુખારવીંદમાંથી પોતાના નામાક્ષર કરતાંજ વીરમતી આનંદ સાગરમાં ડુબી રોમાંચ અનુભવ્યો અને લજ્જામાં ડુબતાં ડુબતાં પ્રીયને પ્રત્યુત્તર આપ્યો.

'નાથ! હું એજ આગની વીલાસભુમી! પણ પ્રાણેશ્વર! આપનું આમ એકાએક એકલા અહીં આવવું શાથી થયુ ?

'પ્રિયા! હું પરદેશ મુસાફરી માટે નીકળ્યો છું, અને કોઇ મોટા રાજવાડામાં રહેવા મારો વીચાર છે.

'પ્રાણેશ! એમ શા સારૂં કરવું પડે છે? આપને ત્યાં ક્યાં રાજ્ય નથી ? વળી આ રાજ્યપણ આપનું જ છે?'

'પ્રિયા! મહારાજ પુરૂષાર્થ બળથી ઉપાર્જન કરેલું દ્રવ્ય અને અન્ન મારે ઉપયોગમાં લેવું, એવો મારો વિચાર થયો છે. એટલા જ માટે મારા પ્રારબ્ધને અજમાવવા હું, વિદેશ નિકળયો છું અને દ્રવ્ય, યશ પ્રાપ્ત કર્યા વિના પાછો ફરનાર નથી.

'નાથ! અનેક વૈભવોમાં આળોટેલાં રાજકુમારોના સુકોમળ શરીરો પરદેસના ઉષ્ણ વાયુ પ્રહાર અને સુખ દુ:ખ શી રીતે ઝીલી શકશે? માટે નાથ! મારી તો નમ્ર એજ અરજ છે કે—આપનું મન ત્યાંથી ઉચક થયું હોય તો અત્રેજ રહો.

'પ્રિયા! કદિ પણ એમ બનનાર નથી. ક્ષત્રીય કુમારો જે સંકલ્પ કરે છે તે સંકલ્પથી પ્રાણાંતે પણ તેઓ ચલિત થયા નથી. થવાના નથી. ક્ષત્રીય વીરપુરૂષોને ગમે તેવા ઉંડા જખમો સહન કરી શકે છે તો પછી પરદેશના સુખદુ:ખો સહન કરવાં એ કંઇ એમને મન ભારે નથી. જે ચિત્ત માતાને પણ બલાત્કારે શાંત્વન આપી ધારાનગરીથી ઉપડયું તે ચિત્ત હવે શું અહિં ટકશે? ના, ના, પ્રિયા! નહિજ.

'જો આપનો જવાનો સંકલ્પ દઢજ હોય તો આ દાસીને પણ આપની સાથેજ લેશો, એવી નમ્ર પ્રાર્થના છે. કારણકે આપ વિનાનું આ જીવન નકામું જ સમજવું આપ વિનાના સઘળાં સુ-

ખો તે ખરેખર દુ:ખોજ છે માટે નાથ! હું તો આપની સાથેજ આવીશ.

એ પ્રમાણે ઉભયદંપતી વચ્ચે કેટલીકવાર લગી સ્નેહભર વાર્ત્તા લાપ થયો. વીરમતિયે અનેક મિષ્ટવાર્ત્તાઓ અને સ્નેહથી પોતાના સ્વામિનું મન સંપાદન કરી લીધું અને છેવટે. જગદેવ પાસે પોતાને સાથે લેવાની પણ હા કહેવરાવી પશ્ચાત તેઓ રાજમંદિરમાં ગયાં.

જગદેવે તે દિવસની રાત્રી ટુંકટોડાના રાજા અને વીરમતિના પિતારાયજી સાથે અનેક વાર્ત્તા વિનોદ સાંભળી રાયજીની વૃધ્ધાવસ્થા હોવાથી તેમણે પોતાના રાજ્યની સઘળી વ્યવસ્થા ચલાવવા જગદેવને આગ્રહ કર્યો અને વિશેષમાં કહ્યું–કુમાર જગદેવ! કુમાર બીરજ પણ તમારી વ્યવસ્થા પ્રમાણેજ ચાલશે. આ રાજ્ય તમારૂં અને બીરજનું છે માટે તમ બેઉ સંપીને રાજ્ય ચલાવો. મારી હવે વૃદ્ધાવસ્થા થઇ છે તેથી મારૂં ચિત્ત હવે રાજ્ય કાર્ય પરથી ઉઠી ગયું છે અને ઈશ્વર ભજનમાં પરોવાયું છે. વિગેરે રાજા રાયજી યે ઘણા એક પ્રકારે જગદેવને સમજાવવા માંડયું. પરંતુ જગદેવ પોતાના નિશ્ચયથી કોઈ પણ પ્રકારે ચલાયમાન થયો નહિ, અને પ્રાત:કાળ થતાં રાજા રાયજીની આજ્ઞા લઇ વીરમતિ સાથે ત્યાંથી રવાના થયો.

પ્રિય વાચક! કુમાર જગદેવને શા માટે ધારાનગરી છોડવું પડયું! એમના માતપિતા કોણ હતા! એ વિષયથી માહિતગાર થવા ચાલો હવે આપણે ધારાનગરીનું દર્શન કરીયે.



## પ્રકરણ ૨ જુ.

### ધારાનગરી.

'ધારાનગરી' એ નામ સર્વને કર્ણે પડયુજ હશે. ભોજ રાજા જેવા મહા પ્રતાપી નરેંદ્ર અને કાળીદાસ જેવા શીઘ્ર કવીશ્વર આ નગરી વિશેજ પ્રકાશી ગયા, અને અમરનામ કરી ગયા.

જે પળે આપણે એ નગરીનું દર્શન કરીયે છિયે તેજ પળે તે નગરીવિશે ઉદયાદીત્ય નામે મહારાજા રાજ્ય કરતો હતો. એ સમયમાં આ નગરીવિશે બ્રાહ્મણો વેદ, વેદાંગ, ઉપનિષદ, ષટશાસ્ત્ર ષટદર્શન, સ્મૃતિ, પુરાણ આદિ શાસ્ત્રોમાં નીપુણ હતા. સ્વધર્મઅને આચાર વિચારમાં પરાયણ અને વિશુદ્ધ હતા. **ब्रह्म जानाति ब्राह्मणा** એ કથનાનુસાર તેઓ બ્રહ્મવિત હતા ક્ષત્રિય વીરો ધનુર્વેદમાં નીપુણ હોઇ ક્ષાત્ર ધર્મને સતેજ કર રહ્યા હતા અને **क्षतात त्रायते क्षत्रियः** એ ક્ષત્રિય વ્યાખ્યાનુસાર સ્વજાતીય ધર્મને ઉદીપન કરી રહ્યા હતા. વૈશ્યો વ્યાપાર વિદ્યામાં કુશળ હોઇ સર્વત્ર વ્યાપાર ચલાવી દેશદેશાંતરથી અખુટ દ્રવ્ય એકત્ર કરી સ્વદેશને લક્ષ્મીથી અલંકૃત કરી રહ્યા હતા. અને શુદ્રો યોગ્ય નોકરીયો મેળવી પોતાના શેઠોની પ્રીતિ સંપાદન કરી રહ્યા હતા. આ પ્રકારે ધારાનગરીના સર્વ સંતનો સઉ સઉના ધર્મ અને વિદ્યા કળામાં કુશળ હોવાથી પરદેશથી પણ કેટલાક બાહેરના બ્રાહ્મણો, ક્ષત્રીયો, વૈશ્યો, શુદ્રો, કળાવાનો અને કારીગરો અત્રે આવી વસ્યા હતા અને સઉ કોઇ પોતે પ્રાપ્ત કરેલી વિદ્યા, કળાનો અત્રે ઉપયોગ કરી, પોતાનાં નિર્વાહ સાધન ચલાવી રહ્યા હતા. વિદેશથી આવેલા કેટલાક વિદ્યાર્થીયે પણ અત્રે સૌ સૌને રૂચતી વિદ્યાનું અધ્યયન કરી રહ્યા હતા. આ પ્રકારે મહારાજા ઉદિયાદીત્યના સમયમાં ધારાનગરી સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિયોથી છલાછલ હતી.

આ નગરીની રચના (બાંધણી) અનુપમ હતી. નવા કારીગરો, ચિત્રકારોનું માન મુકાવે એવી ચિત્તાકર્ષક અને મજબુત હતી. શહેરના રસ્તાઓ વિશાળ હતા. મકાનોની બે બાજુઓની બન્ને હારો સીધી લીટીમાં હતી તેથી જે કોઇ નવીન મુસાફર આ શહેરમાં પ્રવેશ કરે તો તેને આ શહેરની રચના જોઇ આનંદ ઉપજ્યા વિના રહેતો નહિ.

આ શહેરની મધ્યમાં એક સુંદર જળાશય હતું તેનું પાણી બારે માસ રહેતું અને નિર્મળ હતું. જળાશયના મધ્યમાં એક રમણીય બાગ હતો અને બાગની મધ્યમાં એક રમણીય દેદીપ્યમાન મ્હેલ હતો. મ્હેલની ચારે બાજુએ સુંદર વેલોથી વીંટળાયેલી હતી. [illegible] ઋતુમાં મહારાજા ઉદયાદીત્ય આ મ્હેલમાંજ વસતા.

મહારાજા ઉદયાદીત્યને એક વાઘેલી અને બીજી સોલંકાણી, એવી બે રાણીયો હતી. તેમાં વાઘેલી રાણીપર મહારાજાની પ્રીતિ વિશેષ હતી. આ વાઘેલી રાણીને રણધવળ નામે પુત્ર હતો, અને સોલંકાણીને જગદેવ નામે હતો. રણધવળ પાટવી કુમાર હતો.

મહારાજા ઉદયાદીત્યનું વય આ વખતે લગભગ પીસતાલીસ વર્ષનું હતું. તે સ્વભાવે ભોળો, ઉદાર પણ વિષયાશક્ત હતો. રાણી વાઘેલી એક અતિ રૂપવાન સ્ત્રી હતી તે સર્વ પ્રકારના સ્ત્રી–ચારિત્રમાં કુશળ હતી તેથી તેણે સર્વ પ્રકારના મનોરંજક હાવભાવ અને વાક–ચાતુર્યથી માહારાજાને પોતાના વશ કરી લીધા હતા. માહારાજા પણ તેના મોહપાશમાં ફસાઈ જઈ સોલંકીણી રાણીને મ્હેલે કદિ પણ જતા નહિ અને અહર્નિશ વાઘેલી રાણીનીજ પાસેજ આનંદમાં વખત ગુજારતા.

પાટવી કુમાર રણધવળ ખુશામતીયા ખવાસોમાં ઉછર્યો હતો. પાટવી કુમાર અને વળી માનીતિ રાણી વાઘેલાનો પુત્ર, તેથી રણધવળભાઈને કોઈ પણ રોકી શકે નહિ. ખુદ માહારાજ શ્રી પણ તેને કંઈ કહેતા નહિ. આથી રણધવળભાઈને બાલ્યકાળથીજ સર્વ પ્રકારની છુટ મળી. તે ખવાસના છોકરાઓ અને છોકરાયો સાથે હમેશાં રમતો, અને કોઈ ભણવાનું નામ લેતો તેને બાઝી પડી, તેના વસ્ત્ર ફાડતો અને બચકાં ભરતો. તો માહારાજા રાજ્યકાર્યમાં પરોવાયલા હોવાથી તેમજ વાઘેલી રાણીને દુઃખ થશે એમ જાણી તેઓ કુમાર રણધવળને કંઈ પણ કહેતા નહિ. તે જનાનામાં (અંતઃપુર) વિશેષ સમય રહેતો તેથી તેની બોલવા ચાલવાની હરવા ફરવાની, સઘળી ટેવો સ્ત્રીયોના જેવીજ પડી હતી. તે ઘેલછા ભરેલું, અર્થ વિનાનું, કાલું કાલું બોલતો, તેથી સર્વ કોઈ એને ઘેલો કુમારજ કહેતા. ક્ષત્રીય કુમારને છાજે એવો એ-

કાંઇ પણ ગુણ તેનામાં નહોતો. વિદ્યા ખાતે કક્કો પુરો આવડતો નહોતો. કોઇપણ જાતનું શસ્ત્ર ધારણ કરતાં આવડતું નહોતું. કુમારથી જરા પણ ઉચ્ચારણ કરતા કે તુરતજ તેમની ઘેલછાનો પ્રકાશ પડતો, અને તેમનું ઝવાહીર સઘળું અજવાળામાં આવી જતું.

મહારાજા ઉદયાદીત્યનું મન આવા કુમારની પ્રાપ્તિથી સદા ખિન્ન રહેતું, પરંતુ વાઘેલી રાણીને વશ હોવાથી તેઓ કુમારને કંઇ પણ કહિ શકતા નહિ તેમજ ત્હેના પર તેમને પ્રેમ પણ ઉપજતો નહિ.

'પુત્રના લક્ષણ પારણામાંથીજ જણાય' એ કહેવત અનુસાર કુમાર જગદેવ બાલ્યકાળમાંથીજ અપૂર્વ તેજસ્વી, ચંચળ, અને બહાદુર દીસવા લાગ્યો. ત્હેની માતા સોલંકીણી વિદ્યા સંસ્કારી અને શુરી ક્ષત્રાણી હતી. મહારાજા ઉદયાદીત્ય વાઘેલી રાણી વશ થઇ પોતાને મંદિર આવતા નહિ તોપણ મહારાણી સોલંકીણી પોતાના સ્વામિપર કિંચિત પણ રોશ આણતી નહિ, અને સદા સ્વામિ ભક્તિમાંજ પરાયણ રહેતી. વાઘેલી રાણીપર મહારાજાનો એટલો પ્રેમ હતો તોપણ ત્હેની એ ઇર્ષા કરતી નહિ અને વાઘેલી રાણી તેના પર અને કુમાર જગદેવપર દ્વેષ રાખતી.

જગદેવ પાંચ ૭ વર્ષનો થયો એટલે રાણી સોલંકીણીયે તેને એક યોગ્ય શિક્ષક દ્વારા વિદ્યા શિક્ષણ અપાવ્યું. જગદેવ વિદ્યામાં કુશળ થયો. પરંતુ તેને સર્વ વિદ્યાઓ કરતાં સ્વજાતીય ધનુર્વેદ વિદ્યા શીખવાપર વિશેષ રાગ હતો. તેથી તે વારંવાર લશ્કરમાં જતો, અને સેનાધ્યક્ષ પાસે તેણે સર્વ પ્રકારની સૈનિક કળાઓમાં નીપુણતા મેળવી. વળી રાજનીતિ, ન્યાય, મીમાંસા, અને સ્મૃતિ આદિમાં નીપુણ એવા પોતાના વિદ્યા ગુરૂ પાસે સર્વ પ્રકારના શાસ્ત્રીય ગ્રંથોનું અવલોકન અને અધ્યયન કર્યું. આથી જગદેવ સર્વ પ્રકારે કુશળ રાજકુમાર નીવડયો.

કેટલાક વિદ્વાન ભવિષ્ય વેત્તાઓએ—કુમાર જગદેવ ધારાનગરીની રાજ્ય ગાદી દીપાવશે, અમર નામ કરશે અને ધારાનગરીની પ્રજાને સુખી કરશે એવું ભવિષ્ય ભાખ્યું.

એક બાજુ જ્યારે પાટવી કુમાર રણધવળ ખવાસોના છોકરા છોકરીઓ સાથે વસ્ત્રના ઢીંગલા ઢીંગલીયો કરી રમતો ત્યારે બી-

જી બાજુ જગદેવ પોતાના સોબતીયોના બે વિભાગો કરી જુદા જુદા સૈનિક વ્યુહો રચી યુદ્ધ ચલાવતો, અને કોઇ કોઇવાર સોબનાયો સાથે ઘોર જંગલમાં સિંહના શીકાર માટે નીકળી પડતો અને સિંહને ઠાર કરી ક્ષત્રીયસિંહ વિજય મેળવી નગરમાં આવતો.

સગીરવયમાં આવા અતુલ પરાક્રમથી જગદેવની કીર્ત્તિ દેશ દેશમાં પ્રસરી ગઇ અને પાટવી કુમાર રણધવળની ઘેલછાનાં વાજાં પણ દેશે દેશ વાગી ગયાં.

એક દિવસ મહારાજા ઉદયાદીત્ય પોતાના વિચાર ભુવન વિશે આરામ ખુરશીપર પડયા પડયા વિચાર કરે છે—'અહો! કેવું આશ્ચર્ય! કુમાર રણધવળ અને જગદેવ બેઉ મ્હારાજ પુત્રો છે છતાં બેઉમાં કેટલો તફાવત છે? કુમાર જગદેવ જેવો શુરવીર છે તેવોજ રણધવળ બીરૂ (બ્હીકણુ) છે. જેવો જગદેવ ડહાપણથી પરિપૂર્ણ છે તેવોજ રણધવળ ઘેલછાથી છલાછલ છે. પાટવી કુમાર જો કે રણધવળ છે પરંતુ આ ધારાનગરીની રાજ્ય ગાદીયે મ્હારા પછી બીરાજવા યોગ્ય તો કુમાર જગદેવજ છે. ચારે તરફથી હું એનાંજ કીર્ત્તિ કીર્ત્તન શ્રવણ કરૂં છું રાણી વાઘેલીને દ્વેષ અધિક છે તેથી તે કુમાર જગદેવને ધિક્કારે છે અને તેને મ્હારી પાસે બોલાવવાની પણ મને એ મના કરે છે. આહા! કેટલીએની દ્વેષ બુદ્ધિ? આ પ્રમાણે વિચાર કરે છે એવામાં એક રામસિંહ નામના સામંતે આવી માહારાજાને વિનંતિ કરી.

' મહારાજશ્રી! વંદન કરૂં છું આજતો આપના બહાદુર કુમાર જગદેવશ્રીયે એક મ્હોટા શેરને ઠાર કર્યોછે. ઘણી મુદત થયાં એ સિંહ કોઇનાથી મરાતો નહોતો આસપાસના ગામોમાં બહુ રંજાડ કરતો એક બીચારા ખેડુતની ગાયને થોડા દિવસપરજ એ સિંહે મારી નાંખી હતી આવી વાતની ખબર મળતાંજ પોતાના મિત્રો સાથે, તે સિંહનો વધ કરવા ગયો અને આખરે તેમાં જયમેળવ્યો. આજુબાજુના ખેડુતો કુમારને ધન્યવાદ આપવા લાગ્યા; અને આજ શહેરમાંપણ સર્વ ઠેકાણે કુમાર જગદેવશ્રીના પરાક્રમના વખાણ ઘેરઘેર થાય છે. દેશ દેશાવરમાં પણ એમની કીરતી આજથીજ બહુ વિસ્તાર પામી છે.

સામન્તના મુખથી આ પ્રમાણે કુમાર જગદેવના વખાણ સાંભળી મહારાજાને અપુર્વ આનંદ થયો. પોતાને આવા પુત્રરત્ન

ની પ્રાપ્તિ થવાથી તે પોતાને અધિક ભાગ્યશાળી માનવા લાગ્યો, અને પુત્ર જગદેવના દર્શન કરવા અત્યાતુર થયો. પછી તેમણે રામસિંહ સામંતને કહ્યું—

' રામસિંહ ! પુત્ર જગદેવના બાલ્યકાળમાંથીજ આવા અપુર્વ પરાક્રમથી મ્હને અધિક આનંદ થાય છે. મ્હને ખાતરી થાય છે કે-મ્હારૂં નામ એજ તારશે. પાટવી કુમાર રણધવળમાંતો કાંઈ માલ નથી. રાજ્યનો વહેલો મોડો માલીકપણુ જગદેવજ થશે. રામસિંહ ! તમે સત્વરગઈ કુમાર જગદેવને મ્હારી પાસે લાવો. મ્હને એના તરફ અપુર્વ સ્નેહભાવ પ્રગટ થયો છે એના દર્શન કરવાને મ્હારૂં મન અધીરૂં થયું છે. પુત્રથાવતો જગદેવ જેવાજ થજો દીલગીર આવા વિધાવાન ગુણવાન, યશવાન શુરવીર સુપુત્રપ્રતિહું કદિપણ પિતાને ઘટે તેવો વાત્સલ્ય પ્રેમ જણાવતો નથી એટલુંજ નહિ પરંતુ કદિપણ આદરમાંન આપતો નથી તેમજ એની ખબર અંતર પણ પુછતો નથી એ મ્હારામાં કેટલી કઠોરતા અને નિર્દયતા છે ! આવા સુકુમાર પ્રતાપી કુમાર કોઇ પુર્ણ ભાગ્યવાનનેજ રાજ મંદિર હોય છે.

આજ્ઞા થતાં રામસિંહ ત્યાંથી કુમાર જગદેવને તેડવા સારૂ સોલંકીણી રાણીના મંદિરે ગયો. અને થોડા વખતમાં કુમાર જગદેવને લઇ તે મહારાજશ્રીની હજુરમાં આવ્યો મહારાજા સમીપ આવતાંજ કુમાર જગદેવે હાથ જોડી અભિવંદન કર્યું અને વિનય પુર્વક બોલ્યો.

પૂજ્યપિતાશ્રી ! આ આપના વત્સને શી આજ્ઞા છે ? આ શરીર આપની આજ્ઞા માટેજ છે. આજ ઘણે દિવસે પિતાશ્રીના દર્શન કરી પાવન થાઉછું કૃતાર્થ થાઉછું અને મ્હારી આયુના સઘળા દિવસોમાં આજના દિવસને હું ધન્ય ધન્ય ગણું છુ ' આ સાંભળી મહારાજાએ કહ્યુ—

' પુત્ર જગદેવ ! ત્હારૂં વિનય યુક્ત ભાષણ સાંભળી મ્હને અતિઆનંદ થયો છે અને વળી ત્હારા બાલ્યાવસ્થાથીજ અપૂર્વ પરાક્રમ શ્રવણ કરી મ્હારો હર્ષ મ્હારા હૃદયમાં સમાતો નથી પરંતુ પ્રીય જગદેવ ! ત્હારો આવો હલકો પોશાક જોઇ ખેદ થાય છે. ધારાપતિના કુમારને અંગે આવા હલકાં અને જાડાં વસ્ત્રો જોપયે ? આ સાંભળી જગદેવે વિનય પુર્વક ઉત્તર આપ્યો—

પિતાશ્રી જે પ્રમાણમાં હતી તેના કરતાં હાલ ચોથા હિસ્સા જેટલી પણ પુરી બંધબેસતી નથી સર્વે ખરચ એ ગામની ઉપજમાંથી ચલાવવું પડે છે માટે ઉપજના પ્રમાણમાં ખરચ રાખવું વાસ્તવિક છે. કુમારને છાજે તેવો કીમતી પોષાક મ્હારાથી [ હાલની સ્થિતિ અવલોકતાં ) ખરીદી શકાય કે પહેરી શકાય તેમ નથી. પિતાશ્રી ! જાડાં વસ્ત્ર પહેરતાં પણ વ્યવહાર જળવાયતો અધીકછે. કીમતી પોશાક ધારણ કર્યો અને વ્યવહાર ભ્રષ્ટ થયા તો તે અધિક શરમાવા જેવું છે મા ટે પિતાશ્રી ! જાડાં વસ્ત્રોથી હું જરાપણ ક્ષોભિત થતો નથી હું, અન્ન વસ્ત્ર અને દ્રવ્યથી પણ યશનો આબરૂને વિશેષ આદરમાન આપું છું—

'કુમાર ! વ્હાલા જગદેવ ! ત્હારી આવી સ્થિતિ અવલોકી મ્હારૂં અંતઃકરણ બહુજ દુખાય છે. આ અવસ્થામાંથી ત્હેં આટલું જ્ઞાન સંપાદન કર્યું છે એ મ્હેં આજેજ જાણ્યું ત્હારાપર અધિક પ્રેમ ઉપજે છે.

આ પ્રમાણે પિતા પુત્ર વચ્ચે વાર્તાલાપ થઇ રહ્યા પછી મહારાજા ઉદયાદીત્યે કુમાર જગદેવને બસે સોનામોહોરની થેલી અને કીમતી પોશાક બક્ષ્યો. અને રોજની બે સોના મોહોર કુમાર જગદેવને ખાનગી ખરચ માને બાંધી આપી. કુમાર જગદેવ, પિતાશ્રીને નમન કરી, સામંત રામસિંહ સહિત પોતાના મુકામે ગયો.

રાણી સોલંકીણી, પુત્ર જગદેવ અદ્યાપિલગી રાજ્ય દરબારમાંથી ન આવ્યાથી ચિંતામાં પડી અને તેને વિચાર થયો કે—રખેને વાઘેલી રાણીયે દ્વેષભાવથી માહારાજ શ્રીને આડું અવળું સમજાવી ભંભેર્યા હોય અને તેથી તેઓ કુમાર પર કોપાયમાન થયા હોય ? પણ મહારાજ શ્રી એકાએક વિના કારણ કોપ કરે એ વાતો નથી, તેમ કુમાર જગદેવપણ વિનયવાન છે તેથી પિતાશ્રીનું કોઇ પણ પ્રકારે અપમાન કરે એમ પણ નથી—આ પ્રમાણે વિચાર કરે છે એટલામાં તો કુમાર જગદેવને તેણીયે નવાજ ભભકાદાર પોશાકમાં, સ્મિત હાસ્ય કરતો પોતાની સમીપ આવતો જોયો. આથી તેણીનું મન શાંત થયું.

જગદેવ માતાને પ્રણામ કરી બોલ્યો—'માતુ શ્રી ! આજ તો મ્હારા પિતાશ્રી મ્હારાપર પ્રસન્ન થયા. અને બસો સોના મોહરો

તથા આ કીમતી પોશાક બક્ષ્યો. વળી રોજની મારા હાથ ખરચ માટે બે સોના મોહરો બાંધી આપી.’ આ સાંભળી માતાએ કહ્યું—‘ બાપુ ! મહારાજશ્રીને હારાપર પ્રેમ ઉપજ્યો હશે તેથી આ સઘળું હને આપ્યું હશે. પરંતુ આ વિશે જ્યારે વાઘેલી રાણીને જાણ થશે ત્યારે એ હારા પિતાશ્રીને બહુ સતાવશે અને તેમને દુઃખ આપશે. તું જાણે છે કે—વાઘેલી રાણી આપણી સાથે બહુજ વૈરભાવ રાખે છે અને મહારાજશ્રી છેક એને વશ થઇ ગયા છે તેથી એ એમને બહુ દુઃખ દેશે. પરંતુ જે થયું તે થયું. બાપુ હારો સ્વભાવ એવો છે કે તું દુશ્મનને પણ વ્હાલો લાગે, ત્યારે હારા પિતાશ્રી હારાપર વ્હાલ કરે એમાં શી નવાઇ ?’

એ પ્રમાણે માતા પુત્ર વચ્ચે વાતચિત થઇ રહ્યા પછી બંને ભોજનશાળામાં ગયાં અને ભોજન જમી રહ્યા પછી તે દિવસ તેમણે આનંદમાં નિરગમન કર્યો.

## પ્રકરણ ૩ જું.

### વાઘેલી રાણીનો વૈરભાવ.

કુમાર જગદેવપર મહારાજા પ્રસન્ન થયા અને હેને સારો પોશાક તથા બસો સોના મહોરો અને રોજની બે સોના મોહોરો બાંધી આપ્યાની વાર્તા, પોતાની દાસી દ્વારા વાઘેલી રાણીના જાણવામાં આવતાંજ હેના અંગેઅંગમાં વૈર રૂપી વિષ વ્યાપી ગયું અને હેના મહારાજાને સંપૂર્ણ રીતે ઠપકો આપવા તત્પર થઇ, અને કોપભવનમાં કોધમાં બોલી ઉઠી—

‘ રાણી સોલંકીણીના કુંવર જગદેવને આટલું માન ? અને પાટવી કુંવર રણધવળને તો કંઇ માનજ નહિ ? હાય ! દીલગીર ! મહારાજ આને એટલીજ વાર છે. જોઉછું કે એ રોજની બે સોના મોહોર કેવી રીતે આપે છે ? મહારાજાએ મ્હારી સમક્ષ સોલંકીણી રાણીના પુત્ર જગદેવને ન બોલાવવા પ્રતિજ્ઞા લીધી છે છતાં એ પ્રતિજ્ઞાનું ઉલંઘન કરે એમણે જગદેવને બોલાવી આટલું માન આપ્યું છે પરંતુ ઠીક છે જોઉંછું મહારાજા હવેથી એને કેવી રીતે માન આપે છે ? અહિં આવે એટલે બરાબર હાજરી લઉં અને ફરીથી કોઇ દિવસ એ અણમાનીતીના કુંવરને ન બોલાવે એવી બરાબર એમની પાસે પ્રતિજ્ઞા લેવડાવું તોજ હું વાઘેલાણી ખરી ! આ વ-

બને તો મ્હારી ઇચ્છા વિરૂદ્ધ પગલું ભર્યું છે પરંતુ હવેથી એવું પગલું ન ભરે એવું પક્કું પણ લેવડાવું ત્યારેજ તેમને જવાદઉં. આ પ્રમાણે ગુસ્સાના આવેશમાં તે પોતાના મન સાથે બોલી રહી છે એવામાં મહારાજા ઉદયાદીત્ય ત્યાં આવ્યા. મહારાજાને ત્યાં આવતા જોઇ તે ઉદાસ વૃત્તિયે શયન પલંગના એક ખુણામાં પર શુન મુન બેઠી રાણીની આવી સ્થિતિ જોઇ મહારાજાએ કહ્યું.

'પ્રિયા ! આજ આપનું મુખ કમળ મ્હને ઉદાસીનતાનો ભાસ કેમ આપે છે? વ્હાલી ! કહોને આજે કયા વિષયે આપના અંતરને દુભવ્યું છે ? મ્હારાથી આપનો કંઇ અપરાધ થયો હોય એમ પણ મ્હારા જાણવામાં નથી જો કોઇયે આપના હૃદયને દુભાવ્યું હોય, દુખવ્યું હોયતો મ્હને સત્વર જણાવશો કે હું ત્હેને યોગ્ય શિક્ષાયે પહોંચાડું. વ્હાલી ! કહોને શી હકિકત છે એમ ઉચ્ચારણ કરતા મહારાજા વાઘેલી રાણીના સમીપજઇ એક હાથ ત્હેના ઉપ કંઠમાં નાંખી અને બીજે હાથ રાણીના મુગ્ધ મુખકમળના સકોમળ ગાલપર ફેરવવા લાગ્યા મહારાજાને આ પ્રમાણે સ્નેહ કરતા અવલોકી રાણીયે મહારાજાના, પોતાના ગુલાબીગાલપર મોજ માનતા હસ્તકમળને કઠોરને કઠોર કટાક્ષ ફેંકી ખેસવી નાંખ્યો. આજોઇ મહારાજાએ કહ્યું—

'પ્રિયા ! આમકેમ ? મ્હાનપર આવડો બધો રોષ કરવાનું શું કારણ ? મ્હારાથી આપને જે કંઇ અસતોષ થયો હોયતે સત્વર પ્રગટ કરો, એટલે આપનું દુખ હું દુર કરીશ.'

આ સાંભળી વાઘેલી રાણીયે કઠોર દ્રષ્ટિ અને મુખમુદ્રા કરી બોલી, જાઓ, જાઓ, પ્રાણનાથ ! જૂઠી પ્રીતિ શા સારૂ બતાવો છો ! તમારા જુઠા પ્યારથી હું હવે છેતરાવાની નથી મ્હને અડકશોના. તમારે જે કોઇ વ્હાલું હોય ત્યાં સુખેથી જાવ. તમારી વ્હાલીતો સોલંકીણી છે તેથી જગદેવપર કેમ પ્રેમન આવે! અને મ્હારા પરતો ઉપરથી બતાવવાની પ્રીતિ મ્હારાપરજો સાચી પ્રીતિ હોયતો મ્હારા રણધવળપર આપને કેમ પ્રેમ ન ઉપજે ! માટે આપની બધી ઠગવિદ્યા મ્હારા જાણવામાં છે, એટલું બોલતાં સહજ સ્મિત સાથે સ્નેહ કટાક્ષ તેણે મહારાજા તરફ ફેંકી.

સ્નેહ કટાક્ષથી મહારાજાનું અંતઃકરણ સ્નેહથી દ્રવવા માંડયું અને બોલ્યા—'વ્હાલી ! શું આપ એમ માનો છો કે હું. તમને

તથા રણધવળને ચહાતો નથી ? એ માનવું આપનું ભૂલ ભરેલું છે. જગદેવને તો મ્હેં ઘણા દિવસથી જોયો નહોતો તેથી ત્હેને મ્હેં બોલાવ્યો હતો અને હલકા પોશાકમાં ત્હેને મ્હેં જોયો તેથી તેના પર મને કરૂણા ઉપજી અને મેં એને નવો પોશાક તથા બસો સોના મહોરો બક્ષી.'

'વ્હાલી ! કુમાર જગદેવ આજથીજ બહુ ચાલાક, બુદ્ધિશાળી, બહાદુર અને અતિ કાંતિવાન છે. સર્વ કોઇના મુખથી હું એની પ્રસંશાજ સાંભળું છું. આજથી એની એટલી બધી પ્રખ્યાતિ થઇ છે ત્યારે હજુ મોટી વય થતાં કોણ જાણે કેટલીય વધશે ? રણધવળ હજુ રમતીયાળ છે. અને બોલવા ચાલવાનું હજુ કંઇ ભાન નથી. વળી કુમાર જગદેવે હાલમાં એક વિકાળ સિંહ, કે જે આસપાસના ગામડાઓનાં ઢોરોને મારતો અને જેને હજુ સુધી કોઇ પણ મારી શક્યું નહોતું તે સિંહનો ગયે કાલરોજ આપણા જગદેવે વધ કરી આપણી પ્રજાનું દુઃખ ટાળ્યું છે. આહા ! આજથીજ એનું કેવું પરાક્રમ ? રાણીજી ! આપ એટલોજ ખ્યાલ કરો કે રણધવળ મારો પુત્ર છે અને જગદેવ શું મ્હારો પુત્ર નથી ! કે જેથી હું એને બોલાવું નહિ અને કંઇ આપું પણ નહિ ? મ્હારે તો રણધવળ અને જગદેવ બેઉ સરખાજ છે અને તમારે પણ એ નિર્દોષ કુમારપર રોષ રાખવો ઉચિત નથી.'

'પ્રાણનાથ ! દીલગીર છું તમને ખરેખર કોઇએ આડું અવળું સમજાવી ખરેખરા ભંભેર્યાજ છે નહિ તો આજદિન સુધી રણધવળ વ્હાલો હતો. અને આજ એકાએક જગદેવ વ્હાલો થઇ ગયો અને રણધવળ દવલો થઇ ગયો તે કેવી રીતે બની શકે ? કોઇ જગદેવના સોબતીએ કે સામંતે વાઘને માર્યો હશે અને નામ ત્યારે જગદેવ ભાઇનું. આપજ વિચાર કરો કે એવો જબરો ગધ એનાથી મરીજ શકે ? માટે આ બધી કળા સોલંકીણીએ જગદેવનું નામ વધારવા કોઇને લાંચ આપી કરી હશે. હશે, ગ્હાય તેમ હોય, અમે અને રણધવળ નઠારાં તો ભલે નઠારાંજ. અને આપના જગદેવ બહાદુર અને સારો તો સારો, અરરર ! પણ ક્ષત્રિય રાજા થઇને આપનું વચન ક્યાં ગયું ? આપે મને શું વચન આપ્યું હતું એનું જરા પણ સ્વપ્ન છે ? ક્ષત્રીય રાજવંશીનો આજ ધર્મ કહેવાય ? આપનાજ વચનનો ઠંગધડો નથી તો પછી આપના લાડકા કુમાર જગદેવમાં શી

મણા હશે ? પ્રાણનાથ ! આજથી એક ચોક્સ પ્રતિજ્ઞા લ્યો–કે ચહાય તો આપ જગદેવને વ્હાલો કે ચહાય અમને વ્હાલો. જ્યાં સુધી આ પ્રતિજ્ઞા આપ નહિ લ્યો ત્યાં સુધી મ્હારે, અન્ન, જળ હરામ છે. વ્હાલા ! ખાતરી રાખજો કે હું આપના પ્રેમથીજ જીવું છું અને જો એ પ્રેમમાં સહજ ઘટાડો થયેલો જોઇશ કે તુરત મારા પ્રાણનો ત્યાગ કરીશ, એ નક્કી સમજજો; પછી તમે, જગદેવ, અને તમારી સોલંકીણી, ત્રણે સુખથી મ્હાલજો. મારા એકલાની વચમાં ફાંસ છે તે નીકળી જશે.' એટલું બોલતાંની સાથે તે ગળગળી થઇ રૂદન કરવા લાગી.'

આ જોઇ મહારાજાનું હૃદય નરમ બન્યું મનમાં દયા ઉપજી. અને પોતાના રૂપાળવતી રાણીના ખળ ખળ વહેતાં અશ્રુને લ્હુવા લાગ્યો અને તેણીને આશ્વાસન આપતો બોલ્યો—

'રાણીજી ! મ્હારા સમ રૂદન કરો નહિ. હવેથી આપની ઇચ્છા મુજબ વર્તીશ. આપ ફરમાવો તેવી પ્રતિજ્ઞા લઉં, પરંતુ તમે હવે છાનાં રહો. આવી સુકોમળ લતાને વિના કારણ દુઃખ ધરી શા માટે સુકવી નાખો છો ? જર્જરીત કરો છો ? આપની આ સ્થિતિ મ્હારાથી જોઇ શકાતી નથી. આપની ઇચ્છા હશે તો હવે હું તમને જણાવ્યા સિવાય જગદેવને નહિ બોલાવું પછી કાંઇ ?'

આ સાંભળી ડુસકા ભરતાં ભરતાં વાઘેલી રાણી બોલી–'એ પ્રતિજ્ઞા તો આપે ક્યારની લીધી છે પણ આપ પ્રતિજ્ઞાજ ક્યાં પાળો છો ? બળ્યું આ જીવવું. સ્નેહ વિના અને માન વિનાનું જીવવું નકામુંજ છે.'

'વ્હાલી ! ત્યારે તમારી શી ઇચ્છા છે તે મ્હને દર્શાવશો તો ખરાંને ?'

'કુમાર જગદેવને જે પોશાક અને સોના મોહરો બક્ષીસ આપી છે તે પાછી મંગાવી સ્વધરાને બક્ષો, કે કાંતો પછી આ જીવન દોરીને તોડી ચાલ્યા જાવ, એટલે મ્હારૂં શલ્ય (સાલ) વચમાંથી નીકળી જાય.'

'પ્રિયા ! તમે સમજુ છો વિચાર કરો કે–આપેલું પાછું કદિ લેવાય ? શું એ ક્ષત્રીય રાજાને શોભા આપનારૂં કૃત્ય કહેવાય ?'

'ત્યારે લીધેલી પ્રતિજ્ઞા ન પાળવી એ ક્ષત્રીયને શરમ ઉપજાવનારૂં કૃત્ય ન કહેવાય ? હશે. આપનાથીજી હું થતી નથી પરંતુ હવે

થો આપ જે દિવસે જગદેવને બોલાવશો તે દિવસે આપ નક્કી જાણજો કે આ આપની વાઘેલી રાણી જાણે આ દુનિયામાં હતીજ નહિ.

'વારુ, પ્રિયા ! શાંત થાઓ. જેમ આપની ઇચ્છા હશે તેમ વરતીશ એ પ્રમાણે આખરે દંપતી વચ્ચે કલહમાંથી પ્રેમનું રૂપાન્તર થયું ઘણીવાર લગી ઉભયે સ્નેહ ભર્યો વાર્ત્તાવિનોદ કર્યો. સ્નેહ વાર્ત્તાલાપમાં વચ્ચે કેટલોક રાજ્ય પ્રકરણીય અને સંસાર વ્યાવહારિક વાતો પણ થઇ ગઇ.

આહા ! પ્રેમ ! પ્રેમ ! તારી જીવન દોરીયોપર કેટલી સત્તા ચાલે છે? દંપતી વચ્ચે કેવો કલહ ( કજીયો ) જામ્યો હતો તેમાં વચ્ચે ત્હેં ડાકીયું કરી ત્હેને કેવો છિન્ન ભિન્ન કરી નાંખ્યો ? આહા ત્હારો કેટલો પ્રભાવ કે દેહધારીયો ત્હારા માટે પ્રાણને પણ વ્હાલા ગણાતા નથી ત્હારી સત્તા એટલે સુધી છે કે હું ગમે તેવા સમર્થ ક્ષત્રીય વીરના નેત્રને પણ સ્નેહથી સજળ કરેછે. નીતિવાન, ધર્મવાન, અને સદાચારીના મનને પણ સ્વવશ કરે છે. ગમેતેવા દાનવીરના મનને પણ દીન રચે છે, ગમે તેવા મહાન પવિત્રને પણ લંપટ બનાવે છે ગમે તેવા તપધારીને પણ ચલાયમાન કરે છે અને ગમે તેવા તીવ્ર વિરાગવાન મુમુક્ષુને પણ વિહ્વલ કરવા સમર્થ થાય છે. પ્રેમ ! ત્હારામાં જે આ સામર્થ્ય છે એ સામર્થ્યનો ઉપયોગ વા આવિર્ભાવ જેવું દેહધારીયો માત્ર દેહપર કરે છે તેવુંજ જો તેઓ બુદ્ધિ કે આત્માપર કરેતો તેમનું કેટલું કલ્યાણ થાય ! અસ્તુ.

---

## પ્રકરણું ૪ થું.

### નસીબ બે ડગલાં આગળનું આગળજ.

મહારાજા ઉદયાદીત્યના મંડુરગઢ સીધાવ્યા પછી ધારાનગરીમાં પ્રધાન કીર્ત્તિસાગર, વાઘેલી રાણી અને રણધવળ મનસ્વીપણે રાજ્ય ચલાવવા લાગ્યા. પ્રજા પાસેથી બળાત્કારે મનમાનતું દ્રવ્યહરણ કરવા માંડ્યું, તેમને માત્ર એક જગદેવનું શલ્ય હતું. એ શાલ્ય (સાલ) ટાળવા માટે તેઓ નવા તર્ક વિતર્કો રચતા હતા.

જગદેવ જ્યારે રાજ્ય કચેરીમાં આવતો ત્યારે તે પોતાની સાથે એક મોટો ભાલો રાખતો, એ ભાલો જ્યાં એ બોડતો ત્યાં

સવારેંત જમીન અંદર ઉતરી જતો. રણધવળ આ જોઇ તેનાથી બહુ ડરતો રથી એક દિવસે તેણે એવો ઘાટ રચ્યો કે જગદેવના ભાલા મુકવાની જગ્યાએ તેણે સાત લોઢાના તવા દટાવ્યા. જગદેવ જ્યારે સભામાં આવ્યો. તે વેળા તેણે ભાલો મુકવાની જગ્યાને કઠીન જોઇ તેણે ભાલો જોરથી ખોડ્યો. પછી તેણે પ્રધાનજીને પૂછ્યું–

'પ્રધાનજી! પિતાશ્રીનું અદ્યાપિ લગી કેમ રોકાવું થયું હશે?' પ્રધાનજીએ પ્રતિઉત્તર આપ્યો–'કુમારશ્રી! થોડા દિવસ પહેલાં એમનો કાગળ હતો તેમાં એમણે માત્ર દોઢ માસ પછી આવવાનું લખ્યું હતું.'

પછી જગદેવે રણધવળને પ્રશ્ન કર્યો—

'ભાઇ! ક્ષત્રિયનો શું ધર્મ?' રણધવળે ઉત્તર આપ્યો.

પ્રજાપર પુરતો દાબ રાખી અને પ્રધાનપણુ પોતાના માનનો હાએલ રાખી મોજ મારવાનો છે.'

'છટ્, છટ્! રણધવળભાઇ! એ ક્ષત્રિનો ધર્મ નથીજ, ક્ષત્રિયનો ધર્મતો શાસ્ત્ર કળા અને રાજ્યનીતિ શાસ્ત્ર શીખી પ્રજાનું રક્ષણ કરવું, પાલન કરવું એ છે. વડીલ બંધુ! રાજાને જેટલું જોવાનું, અને અનુભવવાનું છે તે તેટલું કોઇને નથી, કારણ કે દેશની આખી પ્રજાનું સુધરવું ઉછરવું અને પાલન થવું રાજા અધિન છે. જયારે એક છેલ્લામાં છેલ્લી પંકિતના માણસને લઇ છેક પ્રધાન સુધીના માણસના હૃદયની લાગણી અને તેમના વિચાર જાણી શકવા જેનામાં સામર્થ્ય હોય તો ત્હેનુંજ રાજ્ય તખ્તે બિરાજવું શોભે છે.'

આ સાંભળી પ્રધાને કહ્યું–

'ધન્ય છે કુમારશ્રી! આટલી ન્હાની વયમાં તમે જે જ્ઞાન અને અનુભવ મેળવ્યો છે તે અવશ્ય સ્તુતિ પાત્ર છે અને રાજકુમારમાં જે શૌર્ય અને યોગ્યતા જોઇયે તે તમારામાં અત્યારથીજ આબેહુબ પ્રગટી રહી છે. વારુ, પણ આપના ગામમાં હુવણા શાની તકરાર ઉઠી છે?

'પ્રધાનજી! એ તકરારનો તો નીવેડો થઇ ગયો. એની હકિકત એવી છે કે–એક રબારીના વાડામાંથી એક પોલીસ અમલદારે જબરાઇથી બકરી લીધી હશે તે બદલ તે લોકોયે તકરાર ઉઠાવી હતી. એ પોલીસ અમલદારને મ્હેં નોકરીથી બર તરફ કરી છ માસની કેદખાનાની સજા ફરમાવી છે.'

'પ્રધાનજી ! ત્યારે હવે હું રજા લઇશ, કારણકે અંબીકા દર્શને જવાનો સમય થવા આવ્યો છે.' પ્રધાને કહ્યું—

'વારૂ કુમાર શ્રી ! પધારો.'

આ સાંભળી જગદેવ જેવો ભાલાને જોરથી ખેંચવા જાય છે તેવાજ સાતે તવા આરપાર વીંધાઇ ભાલા સાથેજ બહાર નીકળે છે. સભાજન આ જોઇ ચકિત થાય છે અને કુમાર જગદેવના બાહુ બળ વિશે પ્રસંશા કરે છે. રણધવળનું મુખ આ જોઈ ઉતરી જાય છે અને એકદમ ક્રોધાવેશમાં આવી—

'રણધવળભાઇ! શરમ છે તમને ! મ્હારા વડીલ બન્ધુ થઇ તમારે મ્હારી સાથે આવી રીતે કપટ ભાવથી રમવું જોઇયે ? એટલું નિશ્ચય સમજજો કે હજુ રજપુત બીજનો નાશ થયો નથી. તમે મ્હારો ઉપહાસ કરવા ઘાટ રચ્યો ત્યાં તમેજ ઉપહાસના પાત્ર ણુ થઇ પડયા.'

'રણધવળભાઈ ! ભવિષ્યમાં જેને ધારા નગરીના રાજ્ય કર્ત્તા થવાનું છે ધારાનગરીની સકલ પ્રજાના અંતરના સુખ દુઃખો જેને ધારાનગરીના રાજ્ય તખ્તપર બિરાજી અસંખ્ય ગરીબ દાદીયોની દાદ સાંભળી તેમને નેક ન્યાય આપવાનો છે. જેને બ્રહ્મ પુત્રો, ક્ષત્રીય પુત્રો, અને વૈશ્ય પુત્રોને ઉત્તેજન અર્પી સૌ સૌને પોત પોતાના કાર્યમાં ઉત્કૃષ્ટ રચવાના છે જેને શત્રુઓને પાયમાલ અને મિત્રોને આબાદ કરવાના છે. જેને પોતાના સમસ્ત દેશને ઉન્નતિના શિખરપર લાવવાનો છે. તેનામાં આવું કૃત્ય શોભા પામતું નથી. આજથીજ તમારે સર્વપર ન્યાય નીતિ અનુસાર સત્તા જમાવવાની છે. રાજનીતિ શાસ્ત્રનું સંપુર્ણ અવલોકન કરવાનું છે. જુદા જુદા મનુષ્યના જુદા જુદા સ્વભાવોને પારખતાં શીખવાની જરૂર છે. નીચ સોબતીયોથી અને બુરી વસ્તુઓના સંસર્ગથી વિમુખ રહેવાની જરૂર છે. ન્યાય, મુલ્કી અને લશ્કરી ખાતાઓમાં જઇ તેનો સંપુર્ણ અનુભવ મેળવવાની જરૂર છે. હાલ તમારા દરેક વખતની, દરેક વખતના પળે પળની નોંધ તમારી પાસે તમારી ડાયરી ( નિત્યનોંધ) બુકમાં રહેવી જોઇએ. કોઇપણ અધિકારી કે સામાન્ય નોકરનો એકદમ વિશ્વાસ કરશો નહિ, તેમજ એકાએક કોઇને પોતાનો અંગત ઠરાવ જણાવવો નહિ, વગેરે ઘણી ઘણી બાબતો તમારે ધ્યાનમાં રાખવા જેવી છે. વડીલ બંધુ લેખી આપને મ્હેં [ આપે

નાદાની કરવા છતાં પણ ] હિતકર વચનો કહ્યાં છે. તે પ્રમાણે જો અત્યારથી લક્ષ આપી ચાલશો તો ભવિષ્યમાં તમને લાભકારક છે. મ્હારી તમે હાંસી કરવા અથવા તો અપમાન કરવા જે પગલું ભર્યું તેવું પગલું હવેથી કોઈ પણ ક્ષત્રીય તરફ ન ભરવા મ્હારી તમને સખ્ત ભલામણ છે.' આ સાંભળી પ્રધાનજીએ ઉત્તર આપ્યો—

'કુમારશ્રી ! શાંત થાવ. આપે જે સઘળું કહ્યું તે એમના હિતનુંજ કહ્યું છે. રણધવળભાઈએ મ્હોટી ભૂલ કરી છે. એમને આવું કરવું ઘટતું નહોતું.

એ પ્રમાણે અન્યોઅન્ય વચ્ચે વાતચીત થઇ રહ્યા પછી કચેરી બરખાસ્ત થઇ.

કુમાર જગદેવના વીરત્વની વાર્ત્તા દેશેદેશ પ્રસરી ગઇ. જુદા જુદા દેશના રાજ દરબારોમાં પણ એની એ વાર્ત્તાજ ચર્ચાવા લાગી. કુમાર જગદેવના આવા અદ્‌ભુત પરાક્રમની વાર્ત્તા જ્યારે ગૌડ દેશના રાજા ગંભીરસિંહની પુત્રી પાટમદેના સાંભળવામાં આવી ત્યારે તે કુમાર જગદેવપર અત્યંત મોહપામી. પરંતુ લજ્જાને લીધે તેમજ ક્ષત્રીય રાજાઓમાં એ વખતે કુંવરીઓને અધિક અંશે બોલવાની છુટ નહિ હોવાથી તે પોતાની ગુપ્ત ઇચ્છા જણાવી શકી નહોતી પરંતુ તે ઇચ્છા તેણીયે પોતાની એક દાસીને જણાવી અને તે દાસીયે હસતાં હસતાં કુમારીની માતાને જણાવી અને માતાએ માહારાજા આગાઉ તે વાત પ્રગટ કરી. મહારાજા ગંભીરસિંહનો વિચાર પણ કુમાર જગદેવના વખાણ સાંભળવાથી પોતાની પુત્રીને ત્હેની સાથેજ પરણાવવાનો હતો તેમાં વળી રાણી તથા પોતાની પુત્રી તરફથી પુષ્ટી મળતાં તે વિચાર તેણે દ્દઢ કર્યો અને સારૂં મુહુર્ત જોવડાવી પોતાના પ્રધાન કીર્તીસાગર તથા પુરોહિત ગવરીશંકરને શ્રીફળ લઇ ધારાનગરી મોકલ્યા અને થોડા દિવસમાં તેઓ ત્યાં જઇ પહોંચ્યા.

ગૌડ રાજ્યના પ્રધાન પ્રેમસાગર અને પુરોહિત ગવરીશંકર જ્યારે શ્રીફળ લઇ ધારાનગરી આવ્યા તે વેળા મહારાજા ઉદયાદીત્ય રાજ્યકાર્યભાર પ્રધાનને સોંપી કાર્ય પ્રસંગે મંદુરગઢ ગયાં હતા. પ્રધાન કીર્તીસાગર સેનાપતિ શુરસિંહ સાથે રાજ્ય કાર્ય વાર્તા ચલાવી રહ્યા છે એવામાં એક રાજના નોકરે આવી જાહેર કર્યું કે 'ગૌ-

ડ દેશથી ત્યાંના પ્રધાન પ્રેમસાગર અને પુરોહિત ગવરીશંકર અત્રે આવેલા છે અને આપને મળવા ચાહે છે.' આ સાંભળી પ્રધાન કીર્તીસાગરે ઉત્તર આપ્યો ' બહુ સારૂ એમને અંદર આવવા દે.'

ગૌડ રાજ્યના પ્રધાન પ્રેમસાગર તથા પુરોહિતને સામે આવતા જોઇ ધારાનગરના પ્રધાન કીર્તિસાગર તથા સેનાપતિ સામા ગયા અને ભેટયા એક બીજાને કુશળ પુછ્યા પછી પ્રધાન કીર્તીસાગરે કહ્યું.

'પ્રધાનજી ! આપનું શા કાર્યાર્થે અત્રે પધારવું થયું છે ? અડચણ ન હોય તો દર્શાવશો આપના અત્રે આવગમનથી અમને અધિક આનંદ થયો છે.' આ સાંભળી ગૌડદેશના પ્રધાને ઉતર આપ્યો.

'પ્રધાનજી ! ગૌડ દેશના મહારાજા ગંભીરસિંહજીયે તેમની કુંવરી પાટમદેબાનું વેવીશાળ આપના મહારાજા ઉદયાદીત્યના કુમાર જગદેવ સાથે કરવા અમને આ શ્રીફળ લઇ મોકલ્યા છે તો તે વધાવી લઇ રાજમંદિરમાં જાણ કરશો માર્ગમાં અમારા સાંભળવામાં આવ્યું કે મહારાજ શ્રી મંડુરગઢ પધાર્યા છે અને વેવીશાળ તાકીદે કરવા અમારા મહારાજા ગંભીરસિંહજીએ અમને સુચના કરી છે માટે, આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.

આ સાંભળી પ્રધાન કીર્તીસાગર વિચારમાં પડયા. શું ઉત્તર આપવો એ કેટલીકવાર લગી સુઝયું નહિ. આખરે તેમણે સેનાપતિ શુરસિંહની આ વિષયમાં ચુપકીથી સલાહ પુછી. સેનાપતિ શુરસિંહે એ વિષયમા વાઘેલી રાણીની સંમતી લેવા જણાવ્યું. પછી પ્રધાન કીરતિસાગરે કેટલીકવાર વિચાર કરી ગૌડ રાજ્ય પ્રધાન પ્રેમસાગરને ઉત્તર આપ્યો—' પ્રધાનજી ! આ વિષયમાં રાજ મંદિરમાં વાત કરી કાલ આપને ખચીત ઉત્તર આપશું એમ કહિ, તેમની સરભરા માટે યોગ્ય બંદોબસ્ત કરી ત્યાંથી તેઓ જુદા પડયા.

ગૌડ દેશથી જગદેવના સગપણ માટે શ્રીફળ લઈ પ્રધાન, પુરોહિત, વગેરે આવ્યા છે એ વાત ધારાનગરીમાં સર્વે સ્થળે પ્રસરી ગઇ પાટવી કુમાર પહેલાં ટટાયા કુંવરનું સગપણનું માગું આવવાથી કેટલાક કુમાર જગદેવને ભાગ્યશાળી ગણવા લાગ્યા. કેટલાક, કુમાર જગદેવ જેવા શુરવીર, રૂપવાન કુમાર સાથે ગૌડ રાજાધિરાજની રાજ કન્યાનું સગપણ થતાં, તે રાજ કન્યાને પુર્ણ ભાગ્ય-

શાળી સમજવા લાગ્યા. કેટલાક વિચારવા લાગ્યા કે—ચ્હાય તેમ થસે તોપણ વાઘેલી રાણી પોતાના કુંવર રણુધવળ પહેલાં જગદેવનું સગપણુ થવા દેશેજ નહિ, અને તે યુક્તિયે એ મુસદ્દી વર્ગ અને દેશના ગોરને લાંચ વગેરેથી લપટાવી પોતાના કુમાર સાથેજ એ કુંવરીનું સગપણુ કરાવશે, કારણુકે અત્યારે પૈસો અને સત્તા એક એના હાથમાંજ છે. મહારાજા અને સઘળો અમલદાર વર્ગ સર્વ એનેજ વશ છે. ધારાનગરીનું રાજ્યજ આખું એ ચલાવે છે માટે હરકોઈ પ્રકારે જગદેવનું સગપણુ ફોક કરાવી તે સ્થાને પોતાના કુંવર રણુધવળનું વેવીશાળ કરવાનો ઘાટ બંધ બેસાડશે. એ ચોકસ છે. કેટલાક ચિંતા કરવા લાગ્યા કે—ભોગ જોગે કુંવરી બાનું પાનું આપણા રણુધવળભાઇ સાથે પડયું તો તો પછી બાઇના નસીબ વગર સાણુએ ઉઘડીજ ગયાં. પ્રમાણે સૌ કોઇ પોત પોતાની ભિન્ન ભિન્ન મતિ અનુસાર ભિન્ન ભિન્ન કલ્પવા લાગ્યા.

વાઘેલી રાણીની દાસીને કાને આ વાત આવતાંજ તે એકદમ પોતાની બાઇને ખબર આપવા અંતઃપુરમાં આવી અને વાઘેલી રાણીને ગૌડ દેશથી જગદેવના સગપણુ માટે પ્રધાન અને ગોર વગેરે આવેલા એ સંબંધી સઘળી હકીકતથી માહીતગાર કરી. આ સાંભળતાંજ વાઘેલી રાણી ઇર્ષાથી બળવા લાગી. ત્હેની પ્રત્યેક નસો વૈરભાવથી ઉછળવા લાગી અને તે દાસી પ્રત્યે બોલી—

'જા, જા, ગાંડી ! એવું અવળું તે વળી બનેજ ? મ્હારો રણુધવળ પાટવી કુંવર છે રૂપવાન પણુ છે અને જગદેવ તો કૂટાયો છે અને વળી અણુમાનીતી રાણીનો કુંવર છે. રાજ્યનો માલીક પણુ રણુધવળ છે એ સર્વ કોઇના જાણુવામાં છે છતાં આવું અવળું બનેજ કેમ ? અરરર ! શું મ્હારા કુંવર પહેલાં સોલંકીણીનો કુંવર એ રાજ્ય કન્યાને પરણી જાય ? અને તે હું જીવતી છતાં જોઇ રહું ? એમ કદાપી બનનાર નથી. દાસી ! ત્હારી વાત મ્હને તદ્દન પાયા વગરની લાગે છે.'

'બા સાહેબ ! હું સત્યજ કહું છું આખા નગરમાં એની એ વાત ચાલી રહી છે. માટે હજુ ચેતવાનો વખત છે. નહિ તો જો જગદેવને તીલક થઇ ગયું તો પછી પાછળથી કંઇ પણુ નહિ થઇ શકે. હજુ તીલક થયું નથી પરંતુ આજ રાજ્ય કચેરીમાં એ

સંબંધી વાત ચાલી હતી. વખતે સોલંકીણી રાણીયે આ બધી ખટપટ કરી હશે અને આપ જો હજુ વિચારજ કર્યા કરશો તો જગદેવ સાથે એ કન્યાનું સગપણુ થઇ જશે, રણધવળભાઇ રખડી પડશે, અને નગરમાં આપનું માન ઘટશે માટે આ કાર્યમાં હવે વિલંબ કરવાનો નથી.'

આ પ્રમાણે દાસી વિવાહ સંબંધી સઘળી હકિકત વાઘેલી રાણીને કહી રહી છે એવામાં પ્રધાન કીરતીસાગર ત્યાં આવી પહોચ્યા. અને એમણે પણ જગદેવના સગપણ માટે ગૌડ દેશથી પ્રધાન અને ગોર વગેરે આવેલા છે—એ વિશે સઘળી વાત રાણીને કહી સંભળાવી અને એ બાબતમાં શું કરવું ? એ વિશે ખુલાસો માગ્યો.

'પ્રધાનજી ! એમાં ખુલાશો શો માગો છો ? પાટવી કુમાર હયાત છતાં કદિ પ્રથમ ફુટાયા કુંવરનું લગ્ન થઇજ શકે ?

'પરંતુ તે આપણા હાથમાં ક્યાં છે ત્યાંથીજ ચોકસ થઇને આવ્યું છે કે જગદેવનેજ તીલક કરવું માટે એમાં આપણું કાંઇ જોર ચાલે તેમ નથી.'

'ત્યારે શું તમે જગદેવનેજ તીલક કરાવવા માગો છો ? હું ધારૂં છું કે–તમે સોલંકીણીના પક્ષમાં રહો એમ જણાય છે. શું તમે ગૌડ રાજ્યના પ્રધાનને અને પુરોહિતને ગમે તે પ્રકારે સમજાવી શકો તેમ નથી ! શું તમારૂં કહ્યું તેઓ ન માની શકે ?'

'આપ કહો છો તે ખરૂં છે પણ તેમને જેવો ગૌડ માહારાજશ્રી તરફથી હુકમ થયો હોય તે પ્રમાણેજ વર્તી શકાય, તેથી વિરૂદ્ધ તેમનાથી શી રીતે વરત્તી શકાય તેનો આપજ ખ્યાલ કરો.

'પ્રધાનજી ! આ તમે શું કહો છો ? પૈસો ચહાય તે કરવા સમર્થ છે. તમારે તેમને એમજ કહેવાનું છે કે–પાટવી કુમાર રણધવળ છે તેથી રાજ્યનો વારસદાર પણ એ છે વળી માનીતીનો પુત્ર છે તેથી માહારાજાની પણ એમનાપર સંપુર્ણ પ્રીતિ છે તેમજ રૂપવાન, પણ છે અને જગદેવ ફુટાયો કુવર છે અણમાનીતીનો પુત્ર છે. બદનશીબ છે. માહારાજા તેને તથા ત્હેની માતાને કદિપણ બોલાવતા નથી તેમને ખાવાને પુરૂં અન્ન, વસ્ત્ર પણ નથી, માટે જાણી જોઇને તમે બીચારી રાજકન્યાને શા માટે કુવામાં નાંખો છો !

વળી ગૌડ દેશના મહારાજાના એમ જાણવામાં આવશે કે તમે ટ્ટ- ટાયા કુંવર જગદેવ સાથે સગપણ નહિ કરતાં માનીતી રાણીના પાટવી કુમાર સાથે સગપણ કરી આવ્યા છો એ વાત જાણી- ને તો ઉભય મહારાજા તમારાપર વિશેષ પ્રસન્ન થશે અને તમને સારૂં ઇનામ આપશે વળી અહિંથી તમને મનમાનતું ઇનામ મળશે એ વિશેષમાં સોલંકીણી રાણીની હાલની સ્થિતિ તો એવી દયાજનક છે કે ત્હેને પુરાં અન્ન વસ્ત્રપણ મળતાં નથી તો પછી એ મારૂં દળદર શું મારશે ? એ પ્રમાણે એમને સમજાવશો એટલે તેઓ સમજી જશે, કદાચ તેમ છતાં ન સમજે તો જે દ્રવ્ય માગે તે મ્હારી પાસેથી તમે મંગાવી લેજો પરંતુ કોઇપણ પ્રકારે જગદેવને તીલક કરવા દેતા નહિ. અને જો તેમ થયું તો પછી યાદ રાખજો કે મહારાજ મ્હારા કબજામાંજ છે તેથી તમે થોડા દિવસજ પ્રધાન પદે ટકી શકશો. હા. વળી, એટલું જણાવું છું કે તેઓ અહિં ત્યાં સુધી જગદેવને તેમની નજરે ન થવા દેવા સાવચેત રહેજો, નહિ તો વખતે બાજી હાથથી જતી રહેશે. '

આ સાંભળી પ્રધાને બહુવાર લગી વિચાર કરી કહ્યું—' વારૂ, આપની મરજી પ્રમાણે વર્ત્તીશ. આપ નિશ્ચિંત રહેજો. પરંતુ અમારી નોકરી પણ આપ ભુલી જશો નહિ. '

' પ્રધાનજી ! ત્હેની કંઇ ચિંતા રાખશો નહિ. આપને હું રાજી કરીશ. એટલુંજ નહિ પરંતુ મ્હારી હયાતિ લગી આપનેજ પ્રધાન પદ પર કાયમ રાખીશ. પરંતુ ધ્યાનમાં રાખજો કે આપણું આ કાર્ય નિષ્ફળ જાય નહિ. પુરોહિતને પણ અત્રે હું બોલાવી લાંચ આપી દેઉં છું, બ્રાહ્મણ ભાઇ દામના દાસ અને લાડવામાં લટ્ટુ. પ્રધાનને તમે પ્રબોધથી પુરા કરજો, અને પુરોહિતને પૈસાથી હું પુરા કરીશ.

આહા ! સંસાર ! હું કેવો વિચિત્ર છે ? માયા અને તૃષ્ણા બદ્ધ ત્હારાં પ્રાણીયો કેવા કેવા ક્ષુદ્ર મનોરથો રચે છે ? વિધાતા તે- મનો આનો વેશ જોઇ તેમની કેવી હાંસી કરે છે ? મનોરથ નિષ્ફળ જતાં તેઓ કેવા પોકેપોક મુકી રૂદન કરે છે ? અને સફળ થતાં કેવા નાચતા કુદતા મંડી જાય છે ? અરે ! માનવી ! ત્હારાજ વીર્ય બીજથી ઉદભવેલાં દેહ વૃક્ષમાં ત્હું ભુલો પડી શા માટે અથડાયાં

છે ? કરે જરા વિચાર કારણકે બીજ અને વૃક્ષ દ્વારાથીજ ઉદભવેલાં છે. અસ્તુ.

આ ક્ષણભંગુર સંસાર માયામાં લપટાઇ વાઘેલી રાણીને કુમાર જગદેવપર કેટલો દ્વેષ પ્રગટે છે ? અને એ દ્વેષને વશ થઇ એ કેટલું અન્યાયી પગલું ભરવા તત્પર થાય છે ? પ્રધાન કીરતિ સાગર પણ સત્તા અને દ્રવ્યના દંભમાં અંજાઇ, લપટાઇ, અનીતિના માર્ગે અનુસરવા કેવી ઉલટથી સજ્જ થાય છે ? આહા ! કેટલું શોચનીય ?

દાસી ગૌડ દેશથી આવેલા પુરોહિત ગવરીશંકરને લઇ થોડી વારમાં વાઘેલી રાણી પાસે આવી પહોંચી. ગોર મહારાજાને જોઇ વાઘેલી રાણીએ તેમને યોગ્ય આદરમાન આપ્યું, ગોર મહારાજે પણ આશિર્વાદ આપ્યો અને દાસીએ એક આસન નાંખી આપ્યું તે પર ગોર મહારાજ બિરાજ્યા. થોડીવાર પછી વાઘેલી રાણીએ પૂછ્યું—

'ગોર મહારાજ ! આપનું શા કાર્ય અર્થે અત્રે આવવું થયું છે ?'

'ગૌડ દેશના મહારાજા ગંભીરસિંહજીનાં કુંવરી પાટમદેબાનું કુમાર જગદેવ સાથે વેવીશાળ કરવા અત્રે આવવું થયું છે.'

'અરે ! ગોર મહારાજ ! આ તમે શું બોલ્યા ? તમારા મહારાજા તથા તમે હજુ એ વિશે અજાણ જણાઓછો. જગદેવ તો ફટાયો કુમાર છે. કદરૂપો છે. અણમાનીતી રાણીનો પુત્ર છે. રાજ્યમાં એનું બીલકુલ માન નથી મહારાજશ્રી એને કદિ બોલાવતા પણ નથી વળી ખાવાના પણ શૌં શો પડે છે માટે એ તે શું ગૌડ દેશના મહારાજાની કુંવરીને પરણશે ? બહુ સારૂં થયુ કે તમે મ્હારી સમક્ષ વાત કરી, નહિ તો સોલંકીણી રાણી તમારા આવ્યાની ખબર જાણી કોઇને રૂશવત આપી તમને તે મનુષ્ય દ્વારા આડું અવળું સમજાવત તો બીચારી રાજ કન્યાનો ભવ બગડત. ગોર મહારાજ ! સાંભળો—મ્હારો રણધવળ એ પાટવી કુમાર છે. આ રાજ્યનો માલીક છે. મહારાજાનો તેના પર સંપૂર્ણ પ્રેમ છે. વળી રૂપવાન પણ છે માટે જગદેવનો વિચાર માંડી વાળી મ્હારા રણધવળને તીલક કરો.'

'મહારાજશ્રીની આજ્ઞા વિરૂદ્ધ અમારાથી એ કાર્ય શીરીતે થઇ શકે ? અમે તો આજ્ઞાના દાસ. જેવી આજ્ઞા કરી હોય તે પ્ર-

માણે અમારે કરવુંજ જોઇએ.

'પરંતુ તમારા માહારાજશ્રીને આ બધી હકિકતની માહિતી નહિ હોય, તેથીજ તમને એ પ્રમાણે હુકમ આપ્યો હશે. પરંતુ જ્યારે તેમના જાણવામાં આવશે કે–પાટવી કુમાર સાથે સગપણ થતું હતું છતાં તેમની સાથે સગપણ ન કરતાં એક અણુમાનીતી રાણીના ગરીબ કુમાર સાથે સગપણ કર્યું તેથી ઉલટા તેઓ તમારા પર નારાજ થશે. વળી સોલંકીણી રાણીને તો બીચારીને ખાવાના પણ ફાંફાં છે તે વિવાહમાં શું ખરચ કરશે ? અને તમને દાન દક્ષણા પણ શું આપી શકશે ? માટે મ્હારૂં કહ્યું માનો અને બીચારી બાઇનો ભવ ન બગાડો તમે ધર્મવાન, દયાળુ અને નીતિવાન જણાઓ છો માટે જરા કુંવરી પર દયા ખાઓ.' એ પ્રમાણે ગોરને સમજાવી તેણે દાસીને ઇસારત કરી એટલે દાસીએ એક હજાર સોના મોહોરથી ભરેલો એક ચાંદીનો થાળ ગોર મહારાજ આગળ મુકયો.

મોહરોની ભરેલા ચાંદીના થાળને જોઇ ગોર મહારાજની આંખો ચણીઆરામાંથી બહાર નીકળી થાળમાં કૂદી પડી, અનેક ઉથપાથલ, દોડાદોડ અને કૂદાકૂદ કરવા લાગી ગઇ, અને મન સોના મોહોરોની ગણત્રી કરવા ઉલટથી ઉલટયું. દષ્ટિનો ચાંદીના થાળ સાથે ત્રાટક રચી, મનને થાળમાં પડેલી મોહરોના મણકાના માળા ફેરવવામાં લગાડયું અને વાણિથી ગોર મહારાજે મંગળાચરણ શરૂ કર્યું–

'બાઇ સાહેબ ! ભલે આપ કહેતાં હોતો પણ—

'પણ શું ? તમારા મહારાજશ્રી તરફથી કંઇ પણ ઠપકો મળે તો તેની હું જવાબદાર પછી કાંઇ ?'

'બસબસ ! કંઇ નહિ. એટલુંજ. રાણીજી સાહેબ ! એ તો હવે લગ્ન થયુંજ સમજોને ? મહારાજાનો મગદુર નથી કે અમ ગોરનું કરેલું ફેરવી શકે ? હવે તો બેલાશક વીવાહના ગીત ગાવાં શરુ કરો. માફ કરજો રાણીજી સાહેબ ! મહારા તો એમ જાણવામાં હતું કે—કુમાર જગદેવ રૂપવાન અને બહાદુર છે અને કદાચ રૂપવાન હોય તોય શું રૂપને રોવું છે અને બહાદુર હોય તોય શું બહાદુર હોય તોય શું બહાદુરપણાને બાળવું છે. ખાસા જે રાજ્ય–ગ્રહમાં સોનેરી અને રૂપેરી ટકાઓ ઉછળતા હોય, ખણુખણુતા હોય, તે રાજ્ય-ગ્રહ કામનું ! વાર, પણ આપના કામણગારા કાંતિમાન રણધવળભાઇને તીલક થયા પછીનું ઇનામતો હજુ બાકીનું બાકીનો'

'હા, ગોર મહારાજ. આ તો તમને સહજ દક્ષણા આપી છે હજુ ને ઇનામ તમને આપવાનું છે તે હજુ બાકી છે.'

'વાર, વારે, કેલઇયા કુંવર જેવા રણધવળભાઇ કયાં છે ? હા હને હાલ તીલક કરી નાંખીયે.'

'ગોર મહારાજ ! અહિં તિલક કરવું કામ ન આવે. ત્યાં રાજ્ય કચેરીમાંજ તીલક કરજો. પરંતુ જો જો હો, હવે કોઇ ફેર-વેતો ફરી જશો નહિ.'

'અરે રાણીજી સાહેબ ! મેરૂ પર્વત ચળે તો મહારૂં મન કોઇપણ લાલચથી ચળે માટે આપ નિશ્ચિંત રહો પણ મહારૂં ઇ-નામ હજુ બાકી છે હો !

'વારૂ, પધારો'

ગોરના વિદાય થયા પછી રાણી વાઘેલીનું મન શાંત થયું અને મન સાથે કહેવા લાગી પ્રધાનજીને પણ સારી રીતે સમજુત આપી છે તેઓ મહારી પેઠે સર્વ કળામાં પ્રવીણ છે તેથી ગોડ રાજ્યના પ્રધાનને ગોળ ગોળ કરીજ નાંખશે અને આ ગોર મહા-રાજને મ્હેં સોનેરી ટકા આપી પાણી પાણી કરી નાંખ્યા છે. વળી સોલંકીણી રાણીથી એટલું દ્રવ્ય હાલમાં કોઇને આપી શકાય તેમ નથી માટે મહારા રણધવળનું હવે સગપણ થયુંજ સમજવું.

આ બાજુ વાઘેલી રાણીયે ગોર મહારાજને જેવી રીતે પકકે પાયે દીક્ષા આપી એજ પ્રમાણે બીજી તરફ પ્રધાન કીરતિસાગરે ગોડ રાજ્યના પ્રધાનને મોટી મોટી આશાઓ આપી પાવરધા કર્યા.

બીજે દિવસે સારા મુહૂર્તે કુમાર રણધવળને તીલક થયું આ ખા નગરમાં સાકર વહેચાઇ,ભાટ ચારણોને સારાં ઇનામો મળ્યાં ગોડરા જય પ્રધાન અને પુરોહીત મન માનતું દ્રવ્ય ઘસડી ગયા,અને મહા-રાજા ગંભીરસિંહની કુંવરી પાટમદેનો ભવ ભસ્મિભૂત કરતા ગયા. નગરમાં હર્ષ અને શોક બેઉ ફેલાયાં. કેટલાક સદાચારી નગરવાસીયો દીલગીર થઇ કહેવા લાગ્યા કે—કુમાર રણધવળ ગાંડા જેવો છે તેથી બીચારી રાજકન્યાનો ભવ તેઓ રૂશવત ખાઇ બગાડતા ગયા. કેટલાક બ્રાહ્મણો એક બીજાને તાળીયો આપી અન્યોઅન્યમાં કહેવા લાગ્યા કે—વર મરો કે કન્યા મરો પણ ગોર મહારાજનું ઉદર ભરો. એ કહેવત પ્રમાણે આપણે તો હવે આ ઉદર કોઠીમાં ઉપરા ઉપરી મીષ્ટ લાડુ ખડકવાનો અમુલ્ય અવસર આવ્યો કેટલાક કહેવા લા-

ગયા કે—બાઇ ! જર ચહાય સો કરે. કેટલાક કહેવા લાગ્યા—આ- ઇનું ભાગ્યજ નહી. કેટલાક કહેવા લાગ્યા—મહારાજશ્રી અહિં હોત તો આવું નજ બનત. કેટલાક સોલંકીણી રાણીને દોષ દેવા લાગ્યા કે—તેમણે ચુપચુપ જોયા કર્યું પરંતુ કુમાર જગદેવના સગપણ બા- બત કંઇ પણ ફીકરચાલ કરી નહિ. કેટલાક કહેવા લાગ્યા કે જો તેમણે જગદેવને બરાબર જોયો હોત તો આ પ્રમાણે નજ થાત.—

રાણી સોલંકીણીના જ્યારે જાણવામાં આવ્યું કે–ગૌડ દેશથી પ્રધાન અને પુરોહીત ત્યાંના મહારાજાનાં કુંવરી પાટમદેનું વેવીશાળ જગદેવ સાથે કરવા આવ્યા હતા તેમને વાઘેલી રાણીયે રૂસવત આપીને ફેરવી નાંખ્યા અને પ્રધાન કીરતિસાગર તથા સેનાપતિ શુરસિંહ વગેરેને પણ પોતાના પક્ષમાં લઇ લીધા અને કુંવરીનું વેવીશાળ રણધવળ સાથે કરાવ્યું. આ સમાચારથી સોલંકીણી રાણીનું મન સહજ દુખાયું, પરંતુ આખરે ઇશ્વરેચ્છાને શરણ થઇ તે વિચારવા લાગી—'ઇશ્વરને ગમ્યું તે ખરૂં' તે બાઇનો રણધવળ સાથેજ સંબંધ માંડેલો તેથી મિથ્યા કેમ થઇ શકે ? મહારાજા જો અહિં હોત તો વખતે આમ નજ બનત. પરંતુ ગૌડ રાજના પ્રધાને પૈસાના લોભમાં ખેંચાઇ બહુજ અનિષ્ટ કરયું છે. બીચારી બાળા- નો ભવ બગાડયો છે. આ કૃત્ય માટે અવશ્ય તેઓ ગૌડ દેશના મહારાજાના પુરેપુરા ઠપકા પાત્ર થશે, એટલુંજ નહિ પરંતુ ઇશ્વરના દરબારમાં પણ તેઓ પુરેપુરા ગુન્હેગાર થઇજ ચુકયા છે. મ્હારા જગદેવની ખ્યાતિ સર્વ સ્થળે પ્રસરી ગઇ છે તેમ એ સર્વ પ્રકારે યોગ્ય છે તેથી એ કુંવારો તો રહેવાનોજ નથી. આજ નહિ તો છ માસ પછી પણ પરણવાનોજ. પરંતુ આવા નીચ કૃત્યથી વા- ઘેલી રાણી તથા પ્રધાન વગેરે કયા જન્મારે પાપના ભારથી મુક્ત થશે. હશે. મ્હારા જગદેવનું નસીબ એની પાસેજ છે, નસીબ કોઇ કોઇનું લઇ શકતું નથી.' આ પ્રમાણે સોલંકીણી રાણીયે પોતાના મનને શાંત કર્યું અને જગદેવ માટે યોગ્ય કન્યાની શોધમાં દીવસ નીર્ગમન કરવા લાગી.

પ્રધાન પ્રેમસાગર અને પુરોહિત ગવરીશંકર કુંવરી પાટમ દેનું ધારાનગરીના પાટવી કુંવર રણધવળ સાથે વેવીશાળ કરી થોડા દિવસમાં ધારાનગરીમાં જઇ પહોંચ્યા. મહારાજા ગંભીરસિંહ તેમના

આવ્યાનીજ રાહ જોતા પોતાના હજુરી ભીમજી સાથે એ સંબંધી જ વાતચીત કરી રહ્યા હતા.

'ભીમજી! મ્હારા સાંભળવા પ્રમાણે ધારાનગરી મહારાજા ઉદયાદીત હાલમાં મંડુગઢ ગયા છે માટે કુંવરીનું વેવીશાળ હાલમાં કરી પ્રધાન આવશે કે શી રીતે? એમાં મને શંકા રહ્યાં કરેછે.

'મહારાજશ્રી! મહારાજ મંડુગઢ ગયા છે તો શું થયું? પરંતુ તેમનાં રાણીજી તથા પ્રધાનજી વગેરે ત્યાં છે તેથી કાંઇ હરકત આવશે નહિ. વળી આપે વેવીશાળ તાકીદે કરવા પ્રધાનજીને સુચના આપી છે તેથી તેઓ ચોકસ કરીનેજ આવશે. પરંતુ મહારાજશ્રી ત્યાં નથી અને વાઘેલી રાણીનું ત્યાં પ્રબળ વધારે છે તેથી આપણા પ્રધાનજીને આડું અવળું સમજાવી જગદેવને બદલે પોતાના કુંવર રણધવ સાથે આપણા કુંવરી બાનું વેવીશાળ નકકી કરાવી બેસશે તો પંચાત થસે, કારણ કે કુમાર રણધવળ ગાંડા જેવો છે તેથી આપણા કુંવરીબાનો ભવ બગડે.'

'જા, જા, એવું તે શું કરે? આપણે અહિંથી ચોખ્ખું જગદેવનું નામ આપી મોકલ્યો છે ને? એવું ઉલટું આપણને જણાવ્યા સિવાય તેઓ શી કરી શકે?

'પણ આપણા પુરોહિત જરા દમડાના દાસ થઇ જાય એવાં છે એટલે જરા ભય રહે છે.'

આ પ્રમાણે વાતચિત થાય છે એવામાં પ્રધાન પ્રેમસાગર તથા પુરોહિત ગવરીશંકર ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇ મહારાજે પૂછ્યું—'કેમ પ્રધાનજી! કુંવરીનું વેવીશાળ જગદેવ સાથે કરી આવ્યા?'

પ્રધાનજીયે કહ્યુ—મહારાજશ્રી! જગદેવતો રૂટાયો કુંવર છે અને વળી અણમાનીતીનો પુત્ર છે તેથી અમે તો માનીતી રાણીના પાટવી કુંવર રણધવળને તીલક કર્યું. કારણ કે રાજ્યનો વારસદાર પણ એ છે અને જગદેવની સ્થિતિ તો બહુજ રંક છે અને રાજ્યમાં તેને માન નથી.'

આ સાંભળી મહારાજા ક્રોધ કરી બોલ્યા—

'અરે! પ્રધાનજી! એ વિષયમાં તમને ડહાપણ ડોળવાની કોણે સત્તા આપી હતી! મ્હારી આજ્ઞા સિવાય તમે એવું વીપરીત કાર્ય શા માટે કર્યું? તમને ખબર નથી કે રણધવળ તો ગાંડા

જેવો છે અને એની સાથે વેવીશાળ કરી મ્હારી કુંવરીનો તમે ભવ બગાડયો ? '

' મહારાજ શ્રી ? ગાંડા જેવો તો અમને એ કાંઇ લાગ્યો નહિ તેમ ત્યાં કોઇના મુખથી એ કુમાર ગાંડા જેવો છે—એવું પણ અમે સાંભળ્યું નહિ. '

' તમને એટલી અકકલ નથી કે પોતાના મહારાજાના કુમારને કોઇ તમારા આગળ ગાંડો કહેજ ? પ્રધાન ! તમે તથા આ પુરોહિત બેઉ ગુન્હેગાર છો. મ્હારા હુકમનો અનાદર કર્યો છે અરે ! એટલુંજ નહિ પરંતુ મ્હારૂં અપમાન કરી મ્હારી કુંવરીનો ભવ બગાડયો છે માટે આજથી હું તમને પ્રધાન પદથી બાર તરફ કરૂં છું અને આ પુરોહિતને પણ રજા આપું છું. '

' મહારાજશ્રી ! એમાં મ્હારો દોષ નથી આ પુરોહિત ગવરીશંકર વાઘેલી રાણીના મ્હેલે જઇ વેવીશાળનું નકકી કરી આવ્યા.

આ સાંભળી ગોર મહારાજે કહ્યુ—

' પરંતુ મ્હેં તમને પૂછ્યા વિના કયારે કુમાર રણધવળને તીલક કર્યું હતું ? સાચું બોલો. હવે અહિંયા ફરી જાઓછો એ ઠીક નહિ. તમે બેઉ પ્રધાને પ્રધાન સંતલસ કરી નકકી કર્યું છે અને અને એમાં મ્હારો ગરીબનો દોષ શા સારૂ કાઢો છો ?

મહારાજાને આ પ્રમાણે ક્રોધાવેશમાં જોઇ પ્રધાન તથા પુરોહિત ત્યાંથી પશ્ચાતાપ કરતા અને એક બીજાનો દોષ કાઢતા વિદાય થયા તેમના ગયા પછી મહારાજા સભામાંથી ઉઠી અંતઃપુરમાં પોતાની રાણી પાસે—આ વિષયે હવે શું કરવું ? એની સંમતી લેવા ગયા અને રાણીને સર્વ હકિકતથી માહિતગાર કરી. કુંવરી પાટમદે પણ આ વખતે પાસે ઉભી હતી. પોતાનું રણધવળ સાથે વેવીશાળ થયાના દુઃખદ સમાચાર પોતાના પિતાના મુખથી સાંભળી કુંવરી પાટમદેની આંખમાં અશ્રુ ભરાયાં મહારાજા તથા તેની માતાએ કુંવરીની, આ વર્તમાન સાંભળી, એકાએક વિકૃત થયેલી દુઃખદ સ્થિતિ અવલોકી તેમને તેણીના પર કરૂણા ઉપજી અને તેને આશ્વાસન આપવા લાગ્યા—

' બાપુ ! તું કોઈ પણ રીતે ઉચાટ કરીશ નહિ. સગપણ કર્યું તેથી શું થયું ? ધીરજ રાખ. તને જગદેવ સાથેજ પરણાવશું.

જગદેવને અહિં જાનમાં તેડાવશું, તે વખતે રણધવળને ગાંડા અને મૂર્ખ બનાવી તને જગદેવ સાથેજ પરણાવી દેશું. હું સારી રીતે જાણું છું કે—તને એવા મૂર્ખ કુંવર સાથે પરણાવાયજ નહિ, પરંતુ શું કરૂં ? પ્રધાનજી તથા પુરોહિત ત્યાં જઇ ઉંધું મારી આવ્યા પરંતુ તું કાંઇ પણ ફીકર કરીશ નહિ. તારા લેખ જો જગદેવ સાથે લખાયા હશે તો તું જગદેવ કુમારનેજ પામીશ.' આ પ્રમાણે મહારાજા ગંભીરસિંહે પોતાની પુત્રીને ધીરજ આપી. પછી જોશી મહારાજને બોલાવી લગનનું સારૂં મુહુર્ત જોવડાવ્યું અને એક હોશીઆર દૂત તથા કેટલાક માણુસોને કાગળ લઇ ધારાનગરી મોકલ્યા.

## પ્રકરણ ૫ મું.

### ધારાનગરીમાં લગ્નની ધામધુમ.

ધારાનગરીમાં ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો. રાજ્ય હુકમથી સર્વ નગર જનોયે પોત પોતાના મકાનો રંગી સુશોભિત કર્યાં. રાજ્ય દરબારમાં બ્રાહ્મણો, કવિયો, ભાટચારણો, ગવૈયાઓની ઠઠ જામવા લાગી. દરબારીયો અને અમલદારો ઠાઠ પાઠમાં આમ તેમ ઉલટ ભેર ફરવા લાગ્યા. આજુબાજુના ગામના ભાયાતો, સરદારો તથા બીજા લોકો નગરમાં ભરાવા લાગ્યા. રાજદરબારમાં અંતઃપુરમાં અને ઘેર ઘેર વીવાહના ગીતો સંભળાવા લાગ્યાં. બ્રાહ્મણો, જોશીયો, અને ગોર મહારાજાઓ ટીપણા લઇ આમ તેમ દોડાદોડ કરવા લાગ્યા. પરદેશથી આવેલા મેમાનોને, બ્રાહ્મણોને, સગા સંબંધીયોને અને દરબારી મંડળો ને જમણુ શરૂ થયાં. રાજ્યના અધિકારી વર્ગને પેટીયાં શરૂ થયાં. નગર સર્વ પ્રકારે સુશોભીત રચવામાં આવ્યું. રાત્રે આતસબાજીની રમતો શરૂ થઇ અને મ્હેલો તથા રસ્તાપર ભભકાદાર રોશનીયો કરવામાં આવી. ગૌડદેશ અને ધારાનગરી વચ્ચે અસંખ્ય માણુસોનો આવજા થવા લાગ્યો.

પોતાની ઉમેદ પાર પડવાથી વાઘેલી રાણીનો હર્ષ માતો નહોતો અને સોલંકીણી રાણીને વિશેષ બાળવા માટે તેણે મનમાનતું પ્રપંચ કરવા માંડયું. મહારાજાની માનીતી તેથી મુસદી વર્ગ પણ

કબજામાં અને વળી પોતાનાજ પાટવીકુમાર રણુધવળભાઈનું પહેલુંજ લગ્ન, તેથી વાઘેલી રાણીયે લગ્ન પ્રસંગે ખરચ કરવામાં જરાપણ બાકી મુકી નહિ. જાણે પોતેજ રાજ્યકર્તા હોય તે પ્રમાણે તેવ-તંત્રા લાગી.

ફુલેકામાં રણુધવળભાઇને પુરેપુરા શણગારાયેલા નિહાળી નગર જનો હસવા લાગ્યા. એટલે રણુધવળભાઇ એથી ચારગણુ હસવા લાગ્યા. વાઘેલી રાણી પોતાના કુંવર રણુધવળને વારંવાર ઓવારણાં લઈ—'પુત્ર સત જીવો સત જીવો' એવો આશીરવાદ આપવા લાગ્યાં અને હર્ષમાં ઉભરાઇ ગયાં.

ધારાનગરીમાં આ પ્રમાણે ધામધુમ થઇ રહી છે વાઘેલી રાણી હર્ષથી ઘેલી બની રહી છે એવામાં ગૌડ દેશથી દુત કાગળ લઇ આવી પહોંચ્યો, અને પ્રધાન કીરતીસાગરના હાથમાં પત્ર મુકયો. પ્રધાને પત્ર વાંચ્યો. અને વાંચી તે કાગળ લઇ તેઓ વાઘેલી રાણી પાસે ગયા અને તેમને આવેલો પત્ર વાંચી સંભળાવવા લાગ્યા.

સિધશ્રી ધારાનગર મહાશુભસ્થાને અનેક શુભોપમા યોગ્ય ક્ષત્રીય કુલ દીપક, માળવાધિપતિ મહારાજા શ્રીજ મહારાજ શ્રી ઉદયાદીત્ય તથા પાટવી કુમારશ્રી રણુધવળ તથા જગદેવ. જોગશ્રી ગૌડ પતિ રાજ્યકરતા ગંભીરસિંહના રામરામ કબુલ કરશોજી.

વિ. વિનંતી કે અમારી રાજપુત્રી પાટમદેનું સગપણુ આપના પાટવી કુમાર રણુધવળ સાથે કરેલું છે તો તેમના શુભ લગ્ન દિવસનું મુહુર્ત અહીં જોશી મહારાજ પાસે જોવરાવતાં માહા શુદ ૫ ને સોમવારનું નકકી ઠર્યું છે માટે તે શુભ લગ્નના દીવસે આપ સહકુટુંબ, પ્રધાન સામંત પરિવાર સાથે અત્રે પધારી શોભામાં અતિ અભિવૃદ્ધિ કરશો.

જાનમાં આપના પુત્ર જગદેવને પણુ સાથે અવસ્ય લાવશો નહિ તો તે અવસર નિરવીઘ્નપણે પાર ઉતરશે કે કેમ ? તે કહી શકાતું નથી, માટે જરૂર તેડતા આવશો. એજ.

લી. શેવક
ગંભીરસિંહના યથાયોગ્ય.
ગૌડ રાજ્ય કર્તા.

કાગળ પુરેપુરો સાંભળી રહ્યા પછી વાઘેલી રાણીયે પ્રધાનને પુછ્યું—'બીજું બધું તો ઠીક છે પરંતુ જગદેવને ત્યાં કેમ બોલાવ્યો હશે? અને વળી એટલે સુધી લખે છે કે—કુમાર જગદેવને સાથે નહિ લાવો તો લગ્નમાં વિઘ્ન આવશે—આ પ્રમાણે લખવામાં એમનો શું હેતુ હશે!'

આ સાંભળી પ્રધાને ઉત્તર આપ્યો—'એમાં બીજું તો શું કારણ હોય, પરંતુ એમજ હશે કે કુમાર જગદેવના સર્વ વખાણ કરે છે માટે એને જોવો હશે. બાકી રણધવળભાઇને તીલક થઇ ગયું છે તેથી એમાં તો હવે કંઇ ફેરફાર થઇ શકે એમ નથી, માટે એ વિશે તો હવે આપ નિશ્ચિંત રહો. પરંતુ જગદેવને તો ગમે તેમ કરી સાથે લેવોજ પડશે. પરંતુ એ આવવો મુશ્કેલ છે.'

'પ્રધાનજી! આટલું કાર્ય આપે પાર ઉતાર્યું, તેવું હવે આ કાર્ય પણ પાર ઉતારશો. જગદેવને ગમે તેમ સમજાવી જે માગે તે આપીને પણ સાથે લઇ લ્યો વળી સોલંકીણી રાણી ન મોકલે તો તેમને પણ ગમે તેમ સમજાવજો અને જગદેવને સાથે લેજો.

'વારુ, એ કાંઇ મુશ્કેલ વાત નથી આવું મહાન કાર્ય પાર ઉતર્યું ત્યારે હવે આમાં છે શું?'

એ પ્રમાણે વાતચિત થઇ રહયા પછી પ્રધાન કીરતીસાગર સોલંકીણી રાણીને મ્હેલે ગયા અને તેમને અનેક રીતે સમજાવ્યાં, અને કુમાર જગદેવને સાથે લેવાની આજ્ઞા માગી લીધી. માતુશ્રી તરફથી આજ્ઞા થતાં કુમાર જગદેવ પુર્ણ ઠાઠમાઠથી લગ્નમાં જવા તૈયાર થયો. અશ્વશાળામાંથી પોતાને ચડવા એક પાણીદાર ઘોડો લીધો, પહેરવા માટે ઉમદા પોશાક લીધો. અને જ્યાં ઉમદા પોશાક ધારણ કર્યો અને અમુલ્ય આભુષણો અને શસ્ત્રો ધારણ કરી અશ્વારૂઢ થયો તે વેળા સુર્યનું અને એનું એક તેજ થઇ ગયું સર્વ નગર જનો કુમાર જગદેવને નિહાળી નિહાળીને જોવા લાગ્યા કે આહા! શું કુમારનું રૂપ અને કાંતિ! બીચારી કુંવરીનું નસીબ પાતળુંજ, નહિ તો આવા વરનો યોગ ન થતાં રણધવળભાઇ જેવા મુર્ખ શીરોમણી સાથે પાનું પડેજ! અસ્તુ

વાચકવૃન્દ! રણધવળ ભાઇની જાનને આપણે અહિંજ પડતી મુકી ચાલો આપણે કુમાર જગદેવની ભાગ્યભુમિના દરશન કરવા આગળ પ્રયાણ કરીયે.

# પ્રકરણ ૬ ઠું.

## સતિ વિરમતીનું વ્રત.

અનેક વૃક્ષોવાળા પ્રદેશમાં એક ટુકટોડા કરીને ગામ હતું ત્યાંના રાજાનું નામ રાયજી હતું. તેઓ શીવ ભકત હતા. હમેશાં શીવના ધ્યાનમાં નિમગ્ન રહેતા અને રાજાનું પણ તન મનથી પાલન કરતાં, તેમને એક વીરમતિ નામે રાજ કન્યા હતી અને બીરજ નાગે એક રાજ પુત્ર હતો. વીરમતિ અતિ રૂપવાન, ભણેલી અને સત્વિક પ્રકૃતિવાળી હતી. બાલ્ય કાળમાંથીજ તેના પિતાયે તેણીને નીતિના, ધર્મના અને વ્યાવહારિક જ્ઞાનના ગ્રંથોનું, એક શાંત, શીલ આચાર્ય દ્વારા શિક્ષણ અપાવ્યું હતું નીતિ અને ધર્મના ગ્રંથોથી તેનું હૃદય, સત્ય, નીતિ અને ધારમીક વિચારોથીજ રચાયું હતું, ત્હેને અસત્ય ભાષણ કે અનીતિ ભરેલી વાતો પર તિરસ્કાર હતો, ત્હેના સ્વભાવમાં ક્ષત્રિ તેજ હતું. વળી સાત્વિક પ્રકૃતિવાળી હોવાથી તેનામાં શુદ્ધ સત્વ હતું. તે જેવું વિચારતી તેવુંજ બોલતી. જેવી બોલતી તેવુંજ કરતી. પોતાનું બોલેલું વચન તે પ્રાણ જતાં પણ નિષ્ફળ જવા દેતી નહિ. ત્હેને બાલ્યાવસ્થામાંથીજ સદગ્રંથો વાંચવાનું વ્યસન હતું અને વાડીયો તથા ઉપવનોમાં ફરવાની ટેવ પડી હતી.

વીરમતિ ખરેખર એક વીરબાળાજ હતી. જેમ જેમ તે મ્હોટી થતી ગઇ તેમ તેમ તે વધારે રસજ્ઞ બનતી ગઇ, સર્વે ગુણો કરતાં તેનામાં વીરત્વ ગુણ પ્રધાન પણે હતો. ઘણી વાર તે પોતાના પિતા અથવા બંધુ સાથે શસ્ત્ર લઇ શીકારેજતી, અને ધારેલું નીશાન સફાઇથી ઉરાડી પિતાની અને બંધુની પ્રસન્નતા મેળવતી. તેનો દેખાવ મનોહર અને શાંત હતો છતાં સ્વભાવમાં તીવ્રતા હતી. અસલની શુરી ક્ષત્રીય બાળાને છાજે તેવા તેનામાં ગુણો બાલ્ય કાળમાંથીજ જણાઇ આવતા હતા.

એક દિવસે તે પોતાની સાહેલીયો સહિત રાજબાગમાં ફરતી તી તે વેળા ત્યાંનાજ રાજબારોટ પોતાને ત્યાં ધારા નગરીથી આવેલા કેટલા સંબંધી બારોટો સહિત ત્યાં આવી ચડયા, તેઓ વચ્ચે કુમાર જગદેવના અપૂર્વ પરાક્રમ વિશે અને ત્હેની જોડ આ ભર-

તખંડ વિશે મળવી મુશ્કેલ છે, એ સંબંધી વાત ચાલી રહી હતી. વીરમતિને આ વાર્તામાં રસ પડગો તેથી દૂર ઉભાં ઉભાં શ્રવણેંદ્રિયને તે દિશા તરફ રાખી; સઘળી વાત તેણીયે સાંભળી. સાંભળતાંજ કુંવરીનું મન તે કુમાર તરફ આકર્ષાયું. એટલુંજ નહિ પરંતુ તેજ દિવસ વળી તેણે પોતાની માતા પાસે પણ એની એ વાતજ સાંભળી, અર્થાત્ જગદેવના વખાણ સાંભળ્યાં. આથી તેણે તેજ પળે પણ લીધું કે પરણવું તો જગદેવનેજ નહિ તો બીજા સર્વે બાઇ બાપ. આ ગુપ્ત ઠરાવ કેટલાક દિવસ સુધી તો તેણે ગુપ્ત રાખ્યો. પરંતુ એક દિવસે આનંદમાં આવતાં તેણીયે પોતાનો આ ગુપ્ત ઠરાવ સખિ આગળ ખુલ્લો કર્યો. સખિયે તેની માતા પાસે ખુલ્લો કર્યો અને માતાએ કુંવરીના પિતા આગળ ખુલ્લો કર્યો.

ધારાનગરીમાં પાટવી કુંવર રણધવળના લગ્ન ગૌડમતિ ગંભીરસિંહની પુત્રી પાટમદે વેરે થાય છે એ ખબર અતરે પણ આવી ગઇ હતી અને જાન અહિં થઇને અમુક દિવસે જશે એ પણ ખબર થઇ હતી કુમાર જગદેવ પણ સાથેજ આવશે એવું ટુંક ટોડાના રાજા રાયજીને ચોકસ હતું તેથી તેમણે વિચાર્યું કે પોતાની કુંવરી વીરમતિના લગ્ન જગદેવ સાથે કરવાને આ ઉતમ અવસર છે એમ જાણી તેમણે જાન આવતાં અગાઉ લગ્નની સર્વે તઇયારીઓ અગાઉથીજ કરી રાખી હતી.

જેવી ધારાનગરીથી જાન આવી પહોંચી તેવાજ રાજા રાયજી, પ્રધાન કીરતિસાગરને મળી, તેમને મનમાનતુ દ્રવ્ય આપી કુંવરી વીરમતિને જગદેવ સાથે પરણાવી દીધી પ્રધાન કીર્તીસાગરે વિચાર્યું—' આ સર્વથી ઉતમ થયું કારણ કે વખતે ગૌડપતિ, રણધવળ સાથે પોતાની કુંવરીને પરણાવતાં આનાકાની કરત તો આપણું શું જોર ચાલત તેથીજ આ ઠીક થયું કે જગદેવના અહિંજ લગ્ન થશે. કાંઇપણ વિઘ્ન હવે વચમાં રહયું નહિ અને આપણું ધાર્યુંજ થયું.

જાન થોડા સમયમાં ગૌડ દેશ જઇ પહોંચી જગદેવના ટુંકટોડાની રાજાની કુંવરી વીરમતિ સાથે લગ્ન થયાના સમાચાર જાણી ગૌડપતી ગંભીરસિંહને મહા શોક થયો અને શું કરવું એ સુઝયું નહિ. જાન આવી પહોંચી હવે બીજું ત્રીજું કરવા જતાં આબરુ

જાય માટે હવે જે થયું તે ખઈ બાંધના જેવાં નસીબ એ પ્રમાણે વિચારી મહારાજા ગંભીરસિંહે પોતાની કુંવરી પાટમદેને પરણાવી. કુંવર રણધવળભાઈ પાટમદેને લઈ અને જગદેવ વીરમતિને લઈ, તેઓ બંને ધારાનગરી આવી પહોચ્યા, માનવીઓ ગમે તેવા તર્ક વિતર્કને રચે પણ વિધાતા તેથી વિચિત્ર પણેજ પોતાનું કાર્ય ચલાવે છે. વિધાતાયે વિરમતિનાં પ્રારબ્ધ મંદિરના દ્વાર ઉઘાડયાં અને પાટમદેના બંધ કર્યાં. અસ્તુ.

## પ્રકરણ ૭ મું.

### જગદેવનું પરદેશ ગમન.

એક દિવસ જગદેવ પોતાની પત્નિ વીરમતિ સાથે આનંદ વિલાસમાં રમી રહ્યો હતો. તે વળા વિરમતિએ કહ્યું—'નાથ ! આનુ સૌભાગ્ય શું ?' જગદેવે ઉત્તર આપ્યો—

'સુંદર '

'ત્યારે મ્હારા સુંદર ! આપ આ સુંદરીને એકલી મુકી મૃગયા રમવા પધારો છો એ યોગ્ય કહેવાય ખરૂં ? કોણ જાણે આ સુંદરે શુંયે કર્યું છે કે એમનો વિયોગ આ સુંદરીથી એક પળવાર પણ સહન થઈ શકતો નથી. દ્રષ્ટિ મર્યાદામાં હોત્યાં લગી તો સુંદર અને દ્રષ્ટિથી જરાદુર થયા કે પછી તો જાણે હૃદય વીંધનાર ! '

'પ્રિયા ! પૂર્ણ પ્રેમનો મહિમાજ એવો છે કે—પ્રેમ મસ્ત પ્રેમીયો, સંયોગ સુધી સુખ અને વિયોગાન્તે દુઃખજ અનુભવે છે ?

'પ્રાણ ! પણ આપતો કોઈ વેળા સયોગ કાળે પણ દુઃખકર નીવડો છો તો !

'એતો માત્ર ઉપરથી કહેવાનુંજ પણ વાસ્તવિક રીતે તો સુખકરજ;

'વારૂં, ત્યારે આજ અમારે એ સુખકરને બોલાવવાજ નથી;

'પ્રિયા ! બોલાવ્યા વિના નહિ ચાલે.

'બોલાવ્યા વિના બોલે એમને શાની ઉપમા અપાય ?

'તોપણ બોલ્યાં તો છોજ' એટલું બોલી જગદેવ ત્યાંથી ઉઠયો અને ટેબલપર એક તખ્તો પડેલો તે હાથમાં લઈ તેમાં ચિ-

નાનું મુખચંદ્ર નિહાળવા લાગ્યો અને એ મુખ ચંદ્ર સામી દૃષ્ટિ માંડી કહેવા લાગ્યો કે—જો જો ભુલેચુકે સામી દૃષ્ટિ કરતાં કે હસી પડતાં આ સાંભળી વીરમતિથી સહજ હસી જવાયું તે જોઇ જગદેવે કહ્યું—

'વ્હાલી ! બોલ્યાં કરતાંયે હશી જઇને તો તમે અધિક સ્નેહ દર્શાવ્યો જો ?' પછી જગદેવે ગજવાથી એ પત્ર કાઢયો અને તે તરફ દૃષ્ટિ રાખી બોલ્યો—'આહા ! કેવા સુંદર અક્ષર છે ? અલિ સખિ ! સાસરે આવ્યા પછી–'આહા ! અક્ષર સુંદર અને સ્પષ્ટ છે પણ બરાબર વંચાતા નથી.'

'સાસરેથી આવ્યા પછી—એટલા શબ્દો કર્ણે પડતાંજ વીરમતિ ચમકી અને એકદમ ઉભી થઇ પતિ પાસે દોડી આવી. પત્ર જોયો. અક્ષર ઓળખ્યા. અને બોલી––

'વ્હારે મ્હારા ચોર ! ચોરી કરતાં તો સારી આવડે છે ને શું?'

'એટલેજ અમને પત્રમાં ચિત્તડાનાચોર બનાવ્યા હશે ખરૂંને?'

'ચિત્તડાના ચોર એટલુંજ નહિ, પરંતુ આ પત્રના પણ ચોર લાવો અમારો પત્ર, નહિ તો પછી ચોરીનું તહોમત મુકવું પડશે !'

'પત્ર તમે કાંઇ અમને આપ્યો નથી. અમને તો આ મહેલના કોઇ ખંડમાંથી જડ્યો છે.

'ભુલથી વખતે બહાર રહી ગયો હશે પણ પત્ર મ્હારોજ છે માટે મને પાછો આપો નહિ તો પછી જબરાઇથી ખુંચવી લેવો પડશે ?

'જબરાઇથી ખુંચવી લેવા જેટલું સામર્થ્ય છે ?'

'અલબત, જે હૃદયને ખુંચવી લેવા સમર્થ છે ત્હેને પત્ર ખુંચવી લેવો કઠીન નથી.

'બારૂ ત્યારે જોઉં તો, ખુંચવી લ્યો જોઇયે ? આ રહ્યો મ્હારા હાથમાં પત્ર !' વીરમતિ પોતાના લલિત રસ ભર્યા મુગ્ધ સુકોમળ હસ્તને સજ્જ કરી જેવી ત્વરાથી પત્ર ખુંચવી લેવા જાય છે એટલામાં તો જગદેવે પત્રને પોતાના ઉત્સંગ ( ખોળામાં ) સહજ જાંગથી દબાવો મુકી દીધો. અને તેનાપર પોતાના બે હાથોનું આવરણ કરી દીધું. વીરમતીના બે મુગ્ધ કમલપત્ર જેવા સુંદર સુધા ભર્યા હસ્ત કમળ પતિના બે ભુજ મંડળ સાથે યુદ્ધ કરવા મચી

પડયા. રસીકાના હસ્ત રસીક શ્રમથી સહજ પ્રસ્વેદવાળા થયા. લગ્ન પ્રસંગે ચોરીમાં જેવો યુદ્ધ વિનાનો પ્રથમ હસ્ત મેળાપ થયો હતો તેવોજ આ હસ્ત મેળાપ યુદ્ધવાળો થયો. રસે રસને વધાર્યો. ઉભય રોમાંચિત થયાં, પ્રિયાના લલાટ અને ભ્રમર પ્રદેશપરથી સ્વેદ બિન્દુઓ ટપકતાં અવલોકી રસીકે ઉત્તર આપ્યો—

'રસીકા ? પત્ર લેતાં લેતાં તમારી દ્રષ્ટી વારૂથી બદલાઇ ગઇ?'

'બહુ થયું. તમારી દ્રષ્ટીમાં કેવો રંગ જામ્યો છે એજ પ્રથમ અવલોકોને ? પછી બીજાની વાત કરો. ઝટપટ બોલી ધો પત્ર આપવો છે કે નહિ ?'

'મ્હારા હાથથી મ્હારે નથી આપવો, પણ પ્રીયા જો લઇ લેતો હું તેમને કંઇ અટકાવતો નથી.

'વાહરે મ્હારા ભોળા શંભુ! આટલી બધી ભોળાઇ કયાંથી શીખ્યા ? તમારી બધી ઠગાઇ તમારી દ્રષ્ટીમાં અને તમારા હસ્તમાં ખુલ્લી થઇ જાય છે. વારૂ નાથ ! પણ જુઓ ! મ્હારા માટે આવીજ જાતની બીજી બંગીડીયો લાવજો હો ! જુઓ ! તમે તોફાનમાં મ્હારી વીંટીને આ આંગળીમાં છેક બેસાડી દીધી જરા એને ઠેરવોને. અરરરર ! મ્હને ખુંચે છે.

આ સાંભળી જગદેવ જેવો વીંટી ફેરવવા જાય છે તેવીજ વીરમતિ સફાઇથી એકદમ જગદેવના ખોળામાંથી પત્ર ઉપાડી લેઇ પછી દુર ઉભી ઉભી |

'નાથ ! જય જય ! પત્ર નહોતા આપતાને ! હવે હારી થાકીને કેમ રહ્યા ?'

'એતો અમારે આપવોજ હતો તેથી એમ કહેતાંજ તેણે પ્રિયા તરફ એક નારંગી ફેંકી કહ્યું—પ્રિયા ઝીલજો.'

વીરમતિ એકદમ નારંગી ઝીલવા જાય છે એવામાં તેના હાથમાંથી જેવો કાગળ સરી પડે છે તેવોજ જગદેવ તે પત્ર જમીનપર પડતાં પડતાં લઇ લેછે.

'કેમ પ્રિયા ! જય જય ! પત્રતો પાછો હતો ત્યાંજ આવ્યો કોણ હાર્યું ?'

'એતો તમે ઠગાઇ કરી.'

'ત્યારે તમે પણ ઠગ બાજી કયાં નથી કરી ? પ્રિયા ! જુઓ

જુઓ ! પત્ર બહુ રસીક છે.

આવો આવો આપણે વાંચીયે ' એમ કહિ પ્રિયાને બાથમાં લઇ સુંદર પરવાળા જેવા અધર પર એક રસદ્રવનું સ્નેહાલીંગન કર્યું.

' નાથ ! અંહં ! આમ શું કરતા હશો ? તમારા સ્પર્શમાંનો કોણ જાણે શુંયે છે ? '

' પ્રિયા ! શું છે ! કંઇ કહેવા જેવું નથી ખરૂં ? પણ આમ કંપો છો કેમ ? નીચું શા સારૂં જોઇ રહ્યાં છો મ્હારા સમ સામુ તો જુઓ ? "

' ચાળા બધા જવા દોને ! પત્ર વાંચવો હોય તો વાંચી લ્યો. મ્હનેતો નિદ્રા આવે છે. '

' સત્ય કહ્યું મ્હને પણ તમારી દષ્ટિ નિદ્રાની ઘેરાયેલીજ જણાય છે. '

' આમ ઉપહાસ શું કરો છો ? પત્ર વાંચોને ?

' તમારી નિદ્રાથી ઘેરાયેલી દ્રષ્ટિયે મ્હારી દ્રષ્ટિને પણ નિદ્રાથી ઘેરી હવે મ્હારાથી પત્રવાંચી શકાશે નહિ. '

" આ બધી ઠગ વિદ્યા છે. મ્હને તો નિદ્રા નથી આવતી. મ્હારા સમ વાંચો તો ખરા એમાં તે એવું શું આપને રસિક લાગ્યું? '

' સાંભળો ત્યારે '.

' અલિ સખિ ! સાસરે આવ્યા પછી હુંતો જાણે બદલાઇ જ ગઇ. મહારા મનમોહન રસિયાએ જાણે મને એમની મોહપાશમાં બાંધીજ લીધી. નાસ ભાગ કરૂં તો પાછળ પડી પડી પકડી પાડે. ઉભી રહું તો પાછળથી ઓચીંતા બાથમાં લઇ દબાવે. એમનું તો હાથ સીધા (સખણા) ન રાખે. અને સુઇ રહું તો બળ્યું કંઇ કંઇ તોફાનો કર્યાં કરે. આટલું કરવા છતાં પણ જાણે હું તો એમની પાછળ ઘેલીજ ઘેલી ! આ મોટું દુઃખ છે માટે સખિ તું કોઇ માર્ગ બતાવ કે ચિત્તડાના ચોરને શું શિક્ષા કરી હોય તો સારી !

બસબસ પ્રિયા ! એટલુંજ વાંચીશ. રસસુંદરી ! કહોને આ ચિત્તડાના ચોરને શું શિક્ષા કરવી ધારી છે ? તમારી શિક્ષા એજ મ્હારી શીક્ષા છે. મુખને મુખને મુખથી શિક્ષા કરવી હોય તોપણ આ રહ્યું. હસ્તને હસ્તથી શિક્ષા કરવી હોય તો પણ આ રહ્યો. અધર (હોઠ) ને અધરથી શિક્ષા કરવી હોય તોપણ આ રહ્યો.શરીરના

અગ્રભાગને અગ્રભાગથી શિક્ષા કરવી હોય તો પણ આ રહ્યો! મારી લજ્જાળુ લલિતા! વાણી દ્વારા પ્રકાશ કરતાં જો લજ્જા તમનેમુખ આડી હાથ દેવડાવતી હોય તો દ્રષ્ટિ દ્વારા સુચન કરો.

'જાઓ જાઓ રસિયા! તમારી વાતોમાં તો કાંઇ સાર ન જોયો'.

આ પ્રમાણે દંપતી વચ્ચે પ્રેમવાર્તાલાપ થાય છે એવામાં દાસીએ આવી જાહેર કર્યું—'કુમરશ્રી! ટુંકટોડાથી બાશ્રીને તેડવા સારૂ માણસો આવેલા છે આ સાંભળતાંજ તેઓ ત્યાંથી ઉઠ્યાં, જગદેવે ટુંકટોડાથી આવેલા માણસોનો આદર સત્કાર કર્યો. થોડા દિવસ પછી પીતા તરફથી આવેલા માણુસો સાથે વીરમતિ ટુંકટોડે ગઇ.

મહારાજા ઉદયાદીત્ય મંદુરગઢથી ધારાનગરી આવી પહોંચ્યા તેમના આવાગમનથી નગરમાં અને રાજ્યદરબારમાં આનંદોત્સવ થઇ રહ્યો. માહારાજાના હજુરીઓયે માહારાજાની ગેરહાજરીમાં જે જે બનાવો બન્યા હતા તેથી માહારાજાને માહિતગાર કર્યા વાઘેલી રાણીયે ગૌડ દેશના પ્રધાન અને પુરોહિતને કેવી રીતે લાંચ આપી, જગદેવને બદલે રણધવળનું કુંવરી પાટમદે સાથે કેવી રીતે લગ્ન કર્યું, જગદેવનું નસીબ યોગે માર્ગમાં ટુંકટોડાના રાજાની કુંવરી વીરમતિ સાથે કેવી રીતે લગ્ન થયું, રણધવળભાઇની સર્વ સ્થળે કેવી હાંસી થઇ અને જગદેવના કેવાં વખાણ થયાં? વગેરે સઘળી હકિકતથી માહારાજાને માહિતગાર કર્યા. આ સાંભળી માહારાજા એકલા પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યા.—

'અરરર! દીલગીર! વાઘેલી રાણીને જગદેવપર આટલો બધો દ્વેષ શો? ગમે તેટલો તેણીયે જગદેવપર દ્વેષ કર્યો છતાં પહેલું લગ્ન તો જગદેવનુંજ થયું. અહા! પુત્ર જગદેવ! ત્હારાથી હું કેટલો ભાગ્યશાળી છું ત્હારા જેવા પુત્ર રત્ન આ અવનીપર થોડાજ હશે. મંદુરગઢ ગયો ત્યાં પણ મ્હેં ત્હારાંજ વખાણ સાંભળ્યાં. ત્હારામાં કોઇપણ જાતની ખોડ ખાંપણ ન હોવા છતાં વાઘેલી રાણી ત્હારી શા સારૂ ઇર્ષા કરતી હશે? જગદેવ! ખરેખર કહું છું કે આ માળવદેશના રાજ્ય તખ્ત પરતો તુંજ બીરાજવા યોગ્ય છે. મૂરખ રણધવળ કોઇપણ પ્રકારે યોગ્ય નથી રણધવળને તો જોતાંજ મ્હને તેના તરફ અભાવ ઉત્પન થાય છે. અને કાંઇ પણ બોલે છે તો

મ્હારે નીચું ઘાલવું પડે છે. એવા પુત્ર કરતાં તો વાંઝીયા સારા.' એ પ્રમાણે વિચાર કરતાં તેમને જગદેવ તથા રણધવળને બોલાવી લાવવા આજ્ઞા કરી થોડીવાર પછી જગદેવ પિતાશ્રી સમક્ષ આવી હાથ જોડી વિનય પૂર્વક બોલ્યો.

'પૂજ્ય પિતાશ્રી ! અભિવંદન કરૂં છું. આપ કુશળ હશો.'

'ચિરંજીવ જગદેવ હું કુશળ છું. વત્સ ! ત્હને જોઇ મ્હને અપૂર્વ આનંદ થાય છે. મંડુરગઢ ગયો ત્યાં પણ મ્હેં ત્હારાં વખાંણ શ્રવણ કર્યાં. રાજ કુમારને શોભે એવા સર્વ ગુણો ત્હારામાં અત્યારથીજ દીપી રહ્યા છે ખરેજ ! તું મ્હારૂં કુળ તારીશ. એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. બાપુ ! મ્હારા ગયા પછી ત્હારી કોઇયે સંભાળ લીધી નહિ હોય. ભાઈ ! બોલ ત્હારાથી હું સર્વ પ્રકારે સંતુષ્ટ છું ત્હારે શું જોઇયે ?'

'પિતાશ્રી ! મ્હારી મતિ આપનો સંતોષ અખંડ રહે એજ મ્હને આપની તરફથી સર્વ કાંઇ મળી ગયું હું સમજુ છું પુજ્ય તીર્થ રૂપ ! જેટલા માનને યોગ્ય આપ મ્હને ગણો છો તેટલા માનને હજુ પાત્ર હું ભાગ્યેજ હઇશ. આપની એ કેવળ મહત્વતા અને રસિકતાજ છે આપની પ્રેમ ભાવથી સેવા કરવી એજ આ જન્મમાં હું મ્હારૂં કુલ વત અને કર્ત્તવ્ય સમજું છું. આ સંસાર સાગરમાંથી તરી પાર ઉતરવાનો માતા પિતાની સેવા એજ પુત્રને કરવા યોગ્ય ઉતમમાં ઉતમ તપ છે.'

'બેટા જગદેવ ! ધન્ય છે ! અધિક થયું, ત્હારૂં મધુર સંભાષણ શ્રવણ કરી હું વાત્સલ્ય પ્રેમથી ઉભરાઉં છું, પ્રધાનજી ! જગદેવને સોના મોહોરોની દસ થેલીયો. વસ્ત્રાલંકાર અને ચડવાને સુંદર પાણીદાર અશ્વ આપો' આ સાંભળી જગદેવે સવિનય નમ્ર વાણીયે કહ્યું—'પૂજ્ય શીર છત્ર ! આપના પ્રતાપથીજ મ્હારે સર્વ કાંઈ છે મ્હને કાંઇ પણ આપશો તેથી આપનેજ દુઃખ થશે કારણ કે વાઘેલી રાજ માતુશ્રીનો સ્વભાવ આપનાથી અજાણ્યો નથી માટે આપ પહેલાં વીચાર કરો, આપને પાછળથી કોઇ પ્રકારનું દુઃખ ન થાય તેમ હોય તો આપ મ્હને કંઇ પણ આપવા આજ્ઞા ફરમાવશો. કારણ કે મ્હારા જાણવામાં આવ્યું હતું કે પ્રથમ જ્યારે આપે મ્હને સો સોના મહોરોની થેલી બક્ષીસ કરી તે વેળા આપ વાઘેલી

માતુશ્રીના બહુજ ઠપકા પાત્ર થયા હતા અને આપને મ્હારા માટે બહુજ દુઃખ ભોગવવું પડ્યું હતું. માટે આ વખતે જે કરો તે વિચારીને કરશો કે પાછળથી આપને દુઃખ ન થાય, અને બક્ષીસ કરેલું ઇનામ પાછું મંગાવવું ન પડે.'

'જગદેવ ! એ વીશે તું કંઈ ગભરાઇશ નહિ ઘણું કરીને તો વાઘેલી રાણીને આ વિશે ખબરજ નહિ પડે અને કદાચ પડશે તો હું તેને સમજાવીશ. પણ હું ખુશી થઇ ઈનામ આપુંછુ તે તું લે'

'પિતા શ્રી ! રાજ્યની ગુપ્ત વાત કોઇ પણ કાળે પ્રસિદ્ધિમાં આવ્યાવિના રહેતીજ નથી પણ આપની ઇચ્છાને હું આધિનજ છું. એ પ્રમાણે પિતા પુત્ર વચ્ચે વાત ચિત થાય છે એટલામાં પાટવી કુમાર અને પાટમદેના સ્વામિ રણધવળ બાઇની સ્વારી ઠઠમાઠમાં આવી પ્હોંચી અને આવતાંજ મંગળા ચરણ શરૂ કર્યું—

'બાપા બાપા ! એંહ ઓલી ગોંડ રાજાથી વહુ આવી છે ને તે મારા હાથે બાઝતી હતી અને મારો હાથ ખેંચી પલંગ પાસે ઘસડી જતી હતી અને જુઓ એહ મારો આ હાથ મરડી નાખ્યો પણ મે એવું તો જોર કર્યું કે તેના સપાટામાંથી હું છુટી ગયો, એ બીચાડીના તે મારા આગળ શા ભાર છે ? જતી વખત મે એને કહ્યું કે—ખબર દાખ્યો છે તો મારા બાપાનેજ કહી દેઇશ કે એ તારા બેય હાથ મરડી નાંખશે. બાપા ! એંહ રાંડને મેં એમ કહ્યું ત્યારે મારો કેડો મુકયો. બાપા ! એને તમે હમજાવજો વળી?'

આ સાંભળતાંજ જગદેવ બોલી ઉઠયો—' અરે ! અરે ! રણધવળભાઇ ! એમ ન બોલાય ? છાના રહો'. આ સાંભળી રણધવળભાઇએ ઉતર આપ્યો—

'ઠીક ઠીક ! તને વચમાં કોણ ડાયો કરે છે અમે અમારા બાપાને ગમે તેમ કહીશું.'

આ સાંભળી મહારાજા ઉદયાદીત્યને મહા શોક થયો અને પોતાના હજુરીને હુકમ કરયો કે આ રણધવળને અંતઃપુરમાં પોહોચતો કર એને હજુ કાંઈ ગતાગમ નથી, મ્હારા હુકમ વિના કદી બહાર લાવતો નહી.'

રણધવળને અંતઃપુરમાં પોહોંચતો કરવામાં આવ્યો અને જગદેવ શીરપાવ લઇ પોતાને મંદીર ગયો, માહરાજા ઉદીયાદીત્યને વિચાર થયો—

'આહા! ઈશ્વરની કેવી વિચિત્ર ઘટના! એક મ્હારાજ પુત્રો છે છતાં જગદેવ અને રણુધવળમાં કેટલો અંતર છે! જગદેવમાં કેવું વીરત્વ, વિનયત્વ અને ડહાપણુ છે અને રણુધવળમાં તેથી પ્રતિકૂળ કેવી મૂર્ખતા, નિલજ્જા અને અસભ્યતા છે! હરી પ્રારબ્ધની ગતિ વિચિત્ર છે. એ પ્રમાણે માહારાજા ઉદયાદીત્ય વિચાર કરતા અંતઃપુરમાં જાય છે.

કુમાર જગદેવને મહાન શીરપાવ અને રણુધવળને તીરસ્કાર કર્યા બાબતના સમાચાર વાયુ વેગે વાઘેલીના કાને આવી પહોંચ્યા રાજ્યના, શહેરના નવા જુના સમાચાર લાવનાર દાસીયે વાઘેલી રાણીને માહિતગાર કરી દીધી.

આ સમાચાર સાંભળતાંજ વાઘેલી રાણી ખરેખર વિકાળ વાઘણુ જેવી બની. ત્હેના અંગે અંગમાં ઈર્ષા જવાલા પ્રગટ થઈ અને તે બોલી—

'જુલમ! રાજ્ય દરબારમાં બોલાવી માહારાજે મ્હારા રણુધવળનો તીરસ્કાર કર્યો અને પેલા સોલંકીણીના પુત્ર જગદેવનું સન્માન કર્યું અને વળી શીરપાવ કર્યો. ફીકર નહિ. માહારાજા આવે એટલે એમની પુરેપુરી હાજરી લઉં. કાંતો એ જગદેવડો નહિ અને કાંતો હું નહિ. આજતો મ્હારા રણુધવળનું અપમાન કર્યું અને કાલ મ્હારી પણુ એજ દશા કરે એમાં નવાઈ શી? આ સાંભળી દાસીયે કહ્યું—

'બાઈ સાહેબ! આપ સત્ય કહોછો. એ જગદેવનુ રાજ્યમાં માન અને પ્રબળ વધ્યું તો તો પછી આપનો કોઈ પણુ ભાવ નહિ પુછે અને અમારા જેવી દાસીયોના તો બારજ વાગી જવાના. આ વખતે તો માહારાજ શ્રી પધારે એટલે બરાબર તાલ જમાવો, નહિ તો પછી જગદેવનો રાજ્યમાં બરાબર પગ જામ્યો તો પછી કારભારી કે કોઈ તમારો ભાવે નહિ પુછે; આ સાંભળી વાઘેલી રાણીયે ઉત્તર આપ્યો.

'દાસી! એ વિશે ત્હું કાંઈ પણુ ચિંતા ન રાખ. મહારાજ મ્હારેવશ છે, જેમ તેમને હું નચાવીશ તેમ એ નાચવાના. જો જેતો ખરી આજ હું કેવો તાલ ગોઠવું છું.'

એ પ્રમાણે વાતચિત ચાલે છે એવામાં મહારાજ શ્રી ત્યાં આવે છે. મહારાજશ્રીને આવતાજોઈ વાઘેલી રાણી મોઢું ચઢાવી

એક ખુણામાં ઉદાસ થઇ સહજ રૂદન કરતી બેસી જાય છે. વાઘેલી રાણીને ઉદાસ અને ડુસકાંભરતી જોઇ મહારાજાએ પૂછ્યું.

'કેમ પ્રિયા! આજ આમ રૂદન કેમ કરો છો ? આપનું શરીર ઠીક નથી ? આજ્ઞાકરો તે ઔષધિ ઉપચાર કરીયે, રાણીયે કંઇ ઉત્તર આપ્યો નહિ અને વધારે વધારે રૂદન કરવા લાગી એટલે મહારાજાયે દાસીને રૂદન કરવાનું કારણ પૂછ્યું-એટલે દાસીયે સવિનય ઉત્તર આપ્યો.

' મહારાજશ્રી ! કોણજાણે શાથી ક્યારનાયે રો રોજ કરે છે જમતાંપણ નથી તેમ પૂછતાં કંઇ કારણપણ જણાંવતાં નથી. માટે આપ પૂછી જુઓ અને થોડુ ઘણુ અમને જણાવો;

આ સાંભળી માહારાજા વાઘેલી રાણી પાસે ગયા અને હેના મુખપર હાથ ફેરવતા બોલ્યા.

વ્હાલી ? આપને શું દુ:ખ થાય છે ? કહોને એટલે સત્વર હેનો ઉપાય કરીયે આપને વધારે દુ:ખી મ્હારાથી જોવાઇ શકાતું નથી. આ સાંભળી વાઘેલી રાણીયે કહ્યું.

' આ ધારહો મ્હારી પાસેથી. મ્હને અડકતા નહિ. અહિં આપનું કંઇ કામ નથી જેને ચાહાતાહો તેની પાસે જાઓ. ખોટા ડોળ કરી વારંવાર મને છેતરો નહિ. તમેજ મ્હારા દુ:ખનું કારણછો.

પણ પ્રિયા ! કહોતો ખરાં કે મ્હારાથી તમારો શો અપરાધ થયો છે ? '

' હજુ તો શો અપરાધ ? મ્હારા રણધવળનો ભર દરબાર વચ્ચે તીરસ્કાર અને પેલા સોલંકીણીના પુત્ર જગદેવનો એટલો બધો સત્કાર અને વળી શીરપાવ અરરર ! આપની પ્રતિજ્ઞા ક્યાં ઉડી ગઇ ! અરરર ! બળ્યું આ જીવવું ! હું તો જાણતી હતી કે આપ મ્હને ચાહાતા હશો પરંતુ એતો સર્વ આપનોજ ડોળ છે. અરરર ! મોતે આવતું નથી; એમ બોલતી રૂદન કરવા લાગી.

' પણ પ્રિયા ! આપ જગદેવપર એવડો બધો શા સારૂ દ્વેષ કરો છો ? એનામાં કોઇ પણ જાતનો અવગુણ નથી અને રણધવળ તો ગાંડા જેવો છે. હું શું કરૂં ! કહો તેમ કરૂં જગદેવને શું હું કાઢી મુકુ ? મ્હારે તો રણધવળ અને જગદેવ બેઉ સરખાજ છે. માટે પ્રિયા ! હવે એવી નજીવી બાબત મુકી દઇ ભોજન ગ્રહણકરી લ્યો ?

' બસ બસ ! જોઇ લીધો આપનો પ્યાર. આપના પ્યારથીજ

અત્યાર લગી જીવી રહી હતી એ પ્યાર આપે હાથે કરીનેજ ખુંચવી લીધો, આપની લીધેલી પ્રતિજ્ઞાનો ભંગ કર્યો. બસ હવે આ દેહ નકામોજ છે આ પૃથ્વી પર ભાર રૂપજ છે. પતિ પ્રેમ વિના જીવવું એ જીવવું નથી પણ મરવુંજ છે. માટે આ દુઃખનો એકીજ વખતે અંત આણું—એમ કહિ પોતે સંતાડેલી કટારને એકદમ મ્યાનમાંથી બહાર કાઢી પેટમાં મારવા જતાં જતાં વળી બોલી—

'હે ! હંસ ! તું હવે ત્હારા આહ પીંજરામાંથી પ્રાણપતિને છેલ્લા રામ રામ કહિ ઉડી જા.'

એટલું બોલતાંજ તે જોરથી કટારને પોતાના પેટમાં જોસે મારવા જાય છે કે તુરતજ મ્હારાજાયે ત્હેનો હાથ પકડી લીધો અને દાસીયો 'હાં હાં બાઇ સાહેબ ! આમ સાહસ શા સારૂ કરો છો ? મહારાજશ્રી એવા કઠોર રદયના નથી.' એમ બોલતી તેઓ વાઘેલી રાણીને વીંટળાઇ ઉભી રહી. વાઘેલી રાણીયે પુરો વેશ ભજવ્યો. તે ચોધાર આસુંયે રોવા લાગી. મહારાજાનું હૃદય આ જોઇ છેક નરમ થયું અને બોલ્યા—

'વ્હાલી ! આમ સાહસ ન કરો, અને શોકનો ત્યાગ કરો, આપની જે આજ્ઞા હોય તે ફરમાવો, પણ આપના સુકોમળ દેહનો ત્યાગ કરો નહીં.'

'પ્રાણનાથ ! મુકી દો મ્હને. આપણો એટલોજ સંબંધ હતો. હવે મ્હને આ જીવતર અકારૂં થઇ પડયું છે.'

'પ્રિયા ! એમ શા સારૂ બોલો છો ? મ્હને દુઃખી કરી જવા માગો છો ?'

'વ્હાલા ! તમે તો સદા સુખીજ છો. મ્હારા જેવી તો આપને છપનસે દાસીયો મળશે.'

'ના, ના, પ્રિયા ! એ વાત હવે પડતી મુકી સત્વર આપ શોકનો ત્યાગ કરો. આપની આ સ્થિતિ હું વધારે વાર જોઇ શકતો નથી.'

'વ્હાલા ! જો આ દાસીને આપ આપની સાચી વ્હાલી સમજતા હો અને જીવાડવાજ ચાહતા હોતો, તેનો છેવટનો એ ઉપાય છે—જગદેવને આપેલો સીરપાવ પાછો મંગાવી મારા રણધવળને આપો. નહિ તો મ્હને સત્વર મુકી દો. આપના પ્યાર વિનાના આ જીવતરને સહસ્ત્રવાર ધિક્કાર છે.'

'વ્હાલી ! આપેલું ઇનામ પાછું લેવું એ કેટલું શરમ ભરેલું છે ? પરંતુ તે પણ હું આપના પ્રાણની રક્ષા અર્થે કરીશ, માટે આપ હવે શોકને તજી દો, અને ભોજનનો સ્વીકાર કરો. આ સાંભળી દાસીયે કહ્યું—' બાઈ સાહેબ ! આપના શોકને હવે શરમાવો, આપને જોઇ મહારાજાને બહુ દઃખ થાય છે, આપની ઇચ્છા હશે તેમ મહારાજશ્રી કરશે માટે આપ હવે શોકનો ત્યાગ કરી ભોજન જમી લ્યો, ભુખ્યા રહેવાથી સુકોમળ કાયા કરમાઇ જશે.'

વાઘેલી રાણીનું આ પ્રમાણે નાટક સમાપ્ત થયા પછી મહારાજા મન મનાવી, જમાડી, ત્યાંથી બહાર રાજ્યદરબારમાં આવ્યા, પરંતુ ત્યાં પણ એમને ચેન પડ્યું નહિ, અને દુઃખસાગરમાં ડુબીગયા દુઃખસાગરમાં ડુબતાં ડુબતાં અનેક દુઃખી તર્ક વિતર્કો એમના અંતઃકરણને ચીરવા લાગ્યાં.

' જગદેવ ! વ્હાલા જગદેવ ! તહને આપેલું ઇનામ પાછું ન લેવા મ્હેં તહને વચન આપ્યું છે તે હુ હવે તહારી પાસે શી રીતે માગી શકું ? આ પ્રમાણે કરવાથી તું મ્હારા માટે કેવો તર્ક બાંધીશ ? અરે એટલુંજ નહી પરંતુ તને કેટલું દુઃખ થશે ? કદાચ જો તને આપેલું ઇનામ તારી પાસેથી પાછું લઇ વાઘેલીને ન આપું તો પણ વીપરીત થાય એમ છે કારણકે સ્ત્રી જાત સાહસિક હોય છે. અને કંઈ સાહસકરી બેસેતો મ્હને સ્ત્રીહત્યા લાગે એટલુંજ નહિ પરંતુ દુનિયામાં મ્હારે મુખ બતાવવાનું ન રહે અરરર ! ત્યારે મ્હારે શું કરવું ? હવે તો એજ માર્ગ છે કે જગદેવ સમજુછે ઉદાર ચિતવાળો છે અને વખત વિચારે તેવો છે. માટે એને ખાનગીમાં બોલાવી સમજાવું કહેતાં મ્હારી જીભતો ઉપડશે નહિ પરંતુ કહ્યાવિના ચાલે એમ નથી એમ વિચારી તેણે જગદેવને બોલાવ્યો અને બનેલી સઘળી હકીકતથી વાકેફ કર્યો, જગદેવે મહારાજશ્રીના મુખથી શોકગ્રસ્ત શબ્દોમાં સર્વ હકિકત સાંભળી ઉત્તર આપ્યો ' પિતાશ્રી ! ક્ષત્રીયે આ પ્રમાણે ગળગળાથઇ, દીનથઇ શોક કરવો ઉચિતનથી. આપના શોકની નિવૃત્તિમાટે આ પ્રાણુપણ આપની શેવામાં હાજરછે તો પછી આપનુંજ આપેલું આપને પાછું આપવાનું છે એમાં તે શી મોટી વાત ! પણ પિતાશ્રી આપને મ્હેં પ્રથમથીજ સુચવ્યું હતું છતાં આપે ન જમાન્યું, હશે, જોયનાર હતું તે થયું. પરંતુ પિતાશ્રી ! હું આપને કહેવાતો યોગ્ય નથી છતાં કહુંછું

તો ક્ષમા કરશો-ક્ષત્રીય એનેજ કહી શકીયે કે જે સ્વતંત્ર છે. સ્વતંત્રતા ચાહે છે અને સદા સ્વતંત્ર રહેવા ઇચ્છા ધરાવે છે, પરતંત્ર મનુષ્ય સધમમાં અધમ છે, સ્વતંત્ર રહેવા ઇચ્છા ધરાવે છે, પરતંત્રતા રાજા કહેવાય છે અને પરતંત્રતા પ્રજા કહેવાય છે પરતંત્ર મનુષ્ય પોતાનું અને પારકાનું ભલું કરી શકતોજ નથી. પૂજ્ય પિતાશ્રી માલવ અધિપતિને હું આટલુંજ રક્ષણ કરવાનું કહીશ. કારણ કે જેને માળવ પ્રજાનું. છે તેમને મ્હારે જાગ્રત કરવાજ જોઇયે એ મારોધર્મ છે! પિતાશ્રી! કૃપારાખજો. આપને અભીવંદન કરૂછું. હવે તો ઇશ્વર કૃપાયેજ આપના દર્શન કરવા પામીશ. મ્હારા આદર્શન લગી રણધવળભાઇથી સંતોષ પામજો વાઘેલી માતાને દુખ આપશો નહિ. આપનો બક્ષેલો સર્વ સીરપાવ મુકામેજઇ સત્વર મોકલું છું. આપને કંઇ વિશેષ પડતુ બોલી જવાયું હોયતો મને આપનો પુત્રગણી થયેલા અપરાધ માટે ક્ષમા કરશો! પિતાશ્રી! મ્હારા માટે આપને અધિક દુખ ધરવુંપડયું. જાઉંછું. આપના આરોગ્યનું ઇશ્વર રક્ષણ કરો એટલું બોલી કંઇપણ સાંભળ્યાંથી ચાલતો થયો અને પોતાને સ્થાને જઇ મ્હારાજાયે બક્ષેલો સઘળો શીરપાવ પોતાની માતા પાસેથી લઇ પાછો મોકલાવી દીધો રાણી સોલંકીણીયે પુત્ર જગદેવને વિચાર ગૃસ્ત જોઇ કહ્યું.

'બાપુ જગદેવ! કંઈ ફીકર કરીશ નહી વાઘેલી રાણીયે ઇર્ષાથી મહારાજશ્રીને આડુ અવળું ભંભેરી પોશાક પાછો મંગાવી લીધો હશે, હું ત્હને તેવોજ પોશાક બનવરાવી આપીશ.

'માતુશ્રી! હુ એ વિચારમાં નથી, મ્હારો આવતી કાલે વિદેશ જવાનો દ્દઢ સંકલ્પ થયો છે માટે આપની આજ્ઞા માગું છું આપ કંઇ પણ આનાકાની નહિ કરતાં મ્હને રજા આપશો;

'બાપુ! એ ત્હું શું કહે છે? તને જોઇને તો હું જીવું છું મ્હારે કયા બે ચાર પુત્રો છે કે ત્હારા જવાથી તેમને જોઈ હુ સંતોષ વાળું, માટે પરદેશ જવાની તો વાત કરીશજ નહિ;

'માતુશ્રી! એ શું વદો છો? સિંહણના બચ્ચાં હમેશાં ગુફામાં ભરાઈ રયાં સાંભળ્યા છે? તેવી રીતે શું ક્ષત્રીય પુત્રો ઘરમાં ભરાઈ રહે તેમાં તેમનુ પરાક્રમ પ્રકાશમાં આવે ખરૂં કે? આપ ક્ષત્રીયરાજમાતા થઇને મ્હને શાસારૂ અટકાવોછો? હું પરદેશજઇ આપની કુંખને શોભાવીશ, કુળતારીશ, અને સારેયશ ધન આબરૂ

સંપાદન કરી સ્વદેશ તરફ વળીશ એ આપ નિશ્ચય માનજો, હીરાની કીંમત જે પ્રદેશમાં ઝવેરીયો વસ્તા હોય ત્યાંજ થાય, હું તેટલે દરજ્જે તો નહિજ હોઉં પરંતુ પરદેશ નીકળ્યા વિના મનુષ્યત્વ આવતુંજ નથી એવું પંડીતોનું કહેવું છે

' વત્સ જગદેવ ! મ્હને સંપૂર્ણ ખાતરી છે કે હું પરદેશમાં નામ કાઢીનેજ આવીશ, પરંતું મ્હારો જીવ ત્હારામાં એટલો બધો લાગી ગયો છે કે ત્યાં લગી મ્હારે વખત શામાં ગાળવો ?

' માતુશ્રી ! ઇશ્વર પૂજનમાં સમય ગાળશો એટલે આપને એમાં અધિક આનંદ ઉપજશે, અને કાળ સ્વલ્પ લાગશે, એની સાથેનો સંબંધજ સાચોછે, અમર છે.

' વારૂ બેટા જગદેવ ! ત્હારો દૃઢ સંકલ્પજ છે તો કાલે સુભમહુર્તે સીધાવજે. ક્ષત્રીયપુત્રો રણમાં કે વિદેશમાંજ અધિક શોભા આપે છે, બાપુ ! દીર્ઘયુષીથાઓ અને વિજય તથા યશ મેળવી પાછા વહેલા સ્વદેશ આવો એવો–એવો મ્હારો આશીર્વાદ છે;.

કુમાર જગદેવે બીજે દિવસે પ્રાતઃકાળે સુભ મુહુર્તે માતુશ્રીની આજ્ઞા લઇ ઘોડાપર સ્વાર થઇ પરદેશનો પંથ પકડયો, માર્ગમાં તહેને અનેક તર્ક વિતર્કો થયા આહા ! પરમાતમા ! તહારી વિચિત્ર ગતિ છે ! કાલે પ્રાતઃકાળે મ્હને ખબર નહોતીકે મ્હારે એકાએક આમ પરદેશ નીકળવું પડશે. અરેરે ! છેક વાઘેલી માતાને વશ થઇ ગયા છે, અને રાજ્ય કાર્યભાર પ્રધાનને શોપી વિશેષ કાલ અંતઃપુરમાંજ પડયા રહે છે માહારાજ તેમ પ્રધાનપણ મન માનતું દ્રવ્ય લઇ વાઘેલી જેમ નચાવે તેમ નાચે છે પ્રજા પાસેથી રૂશવતો લેવાયછે. અરેરે ! આ બધુ પરિણામ તેઓ સ્ત્રી વશ થયા તેથીજ થયું હશે, હું તો હવે જાઉછું. માળવપતિનું કે માળવ પ્રજાનું ગમે તે થાઓ ઇશ્વર ઉભયનું કલ્યાણ કરો એવી મ્હારી અંતઃ પ્રભુ–પ્રાર્થના છે આહા ! પણ આરમણીય સૃષ્ટિ પણ કેવી અનુપમ છે ?" વિધવિધ પક્ષીયો સ્વતંત્રપણે આમ તેમ કેવાં વીચરી રહ્યાં છે ? મેના અને કોયલો મધુરગાનથી અરણ્ય કેવું મધુ મય બની રહ્યું છે નિર્મળ પાણીના ઝરાઓ કેવા ખળખળ અવાજ કરતા વહી રહ્યા છે સુગંધ છોડવાઓ વાયુથી આમ તેમ કેવા ડોલી રહ્યાં છે વેલો સુંદર પુષ્પોથી છવાઇ કેવી અવર્ણનીય શોભા આપી રહી છે ! હરણીના બચ્ચાંઓ પોતાની માતાને કેવાં ગેલ કરી રહ્યાં છે ? મધુરો કળાધરી કીરતારની

કારીગરીને કેવી દીપાવી રહ્યાં છે ! તપસ્વીયોની અમોક્ષપ્રદ ભૂમી, તપ ભૂમિ કેવા કેવા ઉપાધી રહિત વિધવિધ નવરંગોથી પ્રકાશી રહી છે ? સંસારીયો બીચારા ભાઇભાંડરૂં સ્ત્રી બચ્ચાંઓની જાળમાં મુંથાઇ જતે બળાપા અને રડાકુટમાં આખી જીંદગી વ્યતીત કરે છે ત્યારે આ અરણ્યા સૃષ્ટિમાં નિવાસતા અરણ્યવાસીયો સ્વતંત્રપણે અરણ્યની અનુપમ રચના નિહાળવામાં અને રચનારની ભક્તિમાં, કંદ, ફળ ફુલનું સેવન કરી સુખી જીંદગી વ્યતીત કરે છે.

એ પ્રમાણે વીચાર તરંગમાં વહેતો કુમાર જગદેવ ટુકટોડા આવી પહોંચ્યો અને ગામ બહાર એક રાજમાગ હતો તેમાં કોઇને જાણ કર્યા સિવાય એક કદાળી મંડપમાં ઘોડાને એક વૃક્ષના થડે બાંધી મુકામ કર્યો સાયંકાળ થવા આવી હતી તેથી આજની રાત્રી આ બાગમાંજ પસાર કરી બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ અહિંથી રવાના થવું એવો તેનો વિચાર હતો.

' પ્રિયવાંચક ! વાર્તાની શરૂઆતમાંજ આપણે કુમાર કુમારીનું દર્શન કર્યું તે આ જગદેવ તથા સાસરે જઇ થોડા દીવસ થયા પીયરમાં આવેલી તેની પત્નિ વીરમતિના માતા પિતાનું પણ આપણે દર્શન કર્યું હવે ચાલો આપણે જગદેવ વિદેશ સંચરી શાંશાં પરાક્રમો કરે છે ? તેનુ અવલોકન કરીયે.

# પ્રકરણ. ૮ મું.

## વીરમતિપર આકસ્મિક વીટંબના.

કુમાર જગદેવ વીરમતિને લઇ ટુકટોડાથી રવાના થયા. વીરમતિનો ભાઇ બિરજ પણ બ્હેન અને બનેવીને ટુંકટોડાનાથી માડાસુધી પહોંચવવા આવ્યો આગળ ચાલતાં બે માર્ગ આવ્યા, ત્યારે જગદેવે પૂછયું—

' કેમ કુમારશ્રી ! આ બેઉ રસ્તા કયાં જાયછે ! બીરાજે પ્રતિઉત્તર આપ્યો—

' કુમાર શ્રી ! આ બેઉ માર્ગ સિધપુરજ જવાના છે એક માર્ગે જતાં ત્રણ માસ થાય છે અને બીજે માર્ગે જતાં આઠ દિવસંજ થાય છે પરંતુ આ આઠ દીવસવાળો માર્ગ બંધ છે એ રસ્તે

હાલ કોઇ જતું નથી. કારણકે એ રસ્તે વાઘણનો બહુ ભય છે. માટે એ રસ્તે હાલ કોઈ જતું આવતું નથી. જગદેવે ઉત્તર આપ્યો.

' કુમારશ્રી ! ક્ષત્રીયને શોભાય છે ! બીચારા પશુયોથી પણ ક્ષત્રીયપુત્ર ડરી જઈ પછી પાની કરશો તો પછી યુદ્ધમાં એશુ ધાડ-મારશે ? સિધપુર આ માર્ગે આઠ દીવસમાં પહોંચાય છે છતાં માત્ર વાઘણના ભયથી ડરી જઇ ત્રણ માસ લગી માર્ગમાં હેરાન થવું એ મ્હને ઠીક લાગતુ નથી. ક્ષત્રીયપુત્રને એ બીચારી નારી જાત શું કરશે માટે બીરજ ભાઇ ! તો આ આઠ દિવસવાળા માર્ગેજ જઇશ ક્ષત્રીયને પણ મોતનો ભય વળગશે ત્યારેપછી બ્રાહ્મણ, વૈશ્ય, શુદ્ર, સ્ત્રી અને ગૌની રક્ષા કોણ કરશે!

' વારૂં ! ત્યારે આપની ઇચ્છા હોય તો ભલે એ માર્ગે સીધાવો પરંતું માર્ગમાં પુરેપુરી સાવચેતી રાખજો આપની ઇચ્છા હોયતો સાથે બીજા માણસો લેતા જાઓ.

' માણશોની મ્હારે કંઇપણ જરૂર નથી હું એકલોજ બસ છુ વારૂ કુમારશ્રી ! આપ ત્યારે હવે પાછા વળો અને અમારી કંઇ પણ ચિંતા કરશો નહિ અમે સિધપુર પોંહોંચતાંજ આપને કુશળતાની પત્ર લખશું' આપના પિતાશ્રીને મ્હારા વિનય પુર્વક રાંમરાંમ કહેજો;

' વારૂ કુમાર શ્રી ! ત્યારે રાંમ રાંમ છે. બ્હેન વીરમતિ,! કુમારશ્રીની આજ્ઞામાં રહેજો અને તેમની સેવામાં તત્પર રહેજો. અને કુળની લાજ વધે તેવી રેહેણી કરણી રાખજો. વધારે બ્હેન તમને કહેવા યોગ્ય નથી. બ્હેન ! ત્યારે મ્હને હવે આજ્ઞાછે ?

' હા, ભાઇ, ભલે સીધાવો, અને પિતાશ્રીને કહેજો કે તેઓ મ્હારી જરા પણ ફીકર ન કરો હું સિદ્ધપુર જઇ કુશળતાના સમાચાર મોકલ્યા કરીશ. '

એ પ્રમાણે વાતચિત થઇ રહ્યા પછી બીરજ તેમનાથી વીખુટો પડયો. વીરમતિ પણ ઘોડાપર સ્વાર થઇ અને મતિ પતિ અનેક પ્રકારની વાતો કરતાં ચાલ્યાં જાય છે તેવામાં વીરમતિની દૃષ્ટિ માર્ગમાં વચોવચ બેઠેલી વાઘણ પર પડી પડતાંજ તેણે કહ્યું.

' સ્વામિનાથ ! મ્હારોભાઈ કહેતો હતો તેજ વાઘણ આ સામે માર્ગ રોકીને બેઠી છે માટે બરાબર સાવધથાઓ અને દૃષ્ટિ પરથી તો વિકાળ જણાય છે. ' આ સાંભળી જગદેવે ઉત્તર આપ્યો; પ્રિયા ! જરા પણ ગભરાશો નહિ એ બીચારીના શા ભાર છે ? તમે

મ્હારી પાછળનીડર બની ચાલ્યાં આવો.'

કુમાર જગદેવ જ્યારે તે વાઘણ નજદીક આવી પહોંચ્યો ત્યારે તેણે કહ્યું-અરે! દુષ્ટ ઘાતકીણી! માર્ગ રોકી સા માટે ત્હું બેઠી છે? જીવનો ખપ કરે તો માર્ગ મુકી ઉઠી ચાલીજા. ત્હને બીને મારતાં મ્હને દયા આવે છે માટે કહું છું કે-ત્હું ઉઠી ચાલીજા.'

જગદેવને નજીક આવેતો જોઇ, વાઘણ એકદમ તેના પર તરાપ મારવા જાય છે તેવોજ જગદેવ ત્હેના કપાળની વચોવચ તાકીને તીર મારે છે, તીર વાગતાંજ વાઘણ ચીસ પાડી જમીન પર પડે છે અને મરણ શરણ થાય છે. આ જોઇ વીરમતિ બોલી-

'ધન્ય છે પ્રાણનાથ! એકજ તીરમાં વાઘણને ઠાર કરી. આપના જેવા વીર કુમાર પ્રાપ્ત થવાથી હું મ્હને પોતાને મહાભાગ્યશાળી સમજુ છું. પ્રાણ હવે કશો ભય રહ્યો નથી. સુખેથી પધારો.

'પ્રિયા! આમાં મ્હેં શું પ્રસંસા પાત્ર શૌર્ય દાખવ્યું છે! આવો સામાન્ય વીરપુત્રથી પણ થઇ શકે એવું છે પરંતુ ખરૂં શૌર્ય તો જ્યાં સરખે સરખા વીર પુત્રોનું રણસંગ્રામમાં યુદ્ધ જામે ત્યાંજ જોવાનું છે.'

એ પ્રમાણે દરમજલ કરતા આઠમે દીવસે તેઓ સિદ્ધપુરના પાદરે આવી પહોંચ્યા અને શહેર બહાર એક સહસ્રલીંગ તળાવ હતું.ત્યાં મુકામ કર્યો. ઘોડાઓને એક વૃક્ષના થડે બાંધ્યા જળથી હાથ પગ સ્વચ્છ કર્યા અને પછી થોડું જળ પી દંપતીએ ત્યાં વિશ્રાંતિ લેવા વિચાર કર્યો.

જગદેવે કહ્યુ—પ્રિયા! આપ થોડીવાર અહિં વિશ્રાંતિ લ્યો અને હું શહેરમાં જઇ આપણા માટે થોડો ઘણો નાસ્તો લઇ આવું.'

'પ્રાણનાથ! હું સાથે આવું તો કંઇ હરકત છે?'

'પ્રિયા! તમને સાથે લઇ હું શહેરમાં સર્વ સ્થળે ફરૂં એ યોગ્ય ન કહેવાય. માટે મને એકલાનેજ જવા દો. હું સત્વર આવીશ'

'વારૂ પ્રાણનાથ! સીધાવો ત્યારે, પણ વહેલા પધારજો.'

'બહુ સારૂં. ચિન્તા કરશો નહિ. હું આ આવ્યો; એટલું કહી જગદેવ શહેરમાં નાસ્તો લેવા ગયો તેના વિદાય પછી થોડીવારે જામા નામની ગણીકાની છોડી ત્યાં આવી. તળાવના કીનારા આગળ આવતાંજ છોડીની દૃષ્ટિ વીરમતિપર પડી, પડતાંજ તે પોતાના મન સાથે કહેવા લાગી—

'આહા ! કેવી એની રૂપ-રમણીયતા ! શું એની કાંતિ ! ખરેજ બ્રહ્મા નવરા હશે ત્યારેજ આ રમણીને ઘડી હશે ? કેવી એની સ્થિતિ ભરી મુખ મુદ્રા ! કેવા એના પરવાળા જેવા એ‌ોષ્ટ અને ગુલાબી ગાલ ! આહા ! આ રૂપસુંદરી જો આપણા ફક્કડ શોખીન લાલરાજને નજર કરી હોય તો પછી આપણું દાળદર એકી વખતે દૂરજ થઇ જાય ! અને મનમાનતું ઇનામ મળે આજ દિન સુધી ઘણી રમણીઓને ભોળવી હું લાલરાજ આગળ લઇ ગઇ તેનાં સર્વેથી આ તો ચઢે એવીજ છે. કોઇ પણ યુક્તીથી આ રમણી હાથ આવે તો પછી મ્હારાં જામોતીબાના અને ભેગાં મ્હારાં નસીબ પણ ઉઘડી જાય. પણ લાવ એની પાસે જઇ પુછું તો ખરી કે એ કોણ છે ! પછી જામોતી બાપાસે જઇ સઘળી હકીક્તથી તેમને વાકેફગાર કરૂં, એટલે એ ગમે તે યુક્તિથી એને ફસાવી, ગટાવી અહીંથી લઈ જસે—આ પ્રમાણે વિચાર કરી તે વીરમતિ પાસે ગઇ અને એના વિશેની સઘળી હકીક્ત એને પુછી લીધી પછી ત્યાંથી જળ ભરી જામોતીને ખબર કરવા ત્યાંથી વિદાય થઇ.

## પ્રકરણ ૯ મું.

### વીરમતિનું વીરત્વ.

સિદ્ધપુર નગર વિશે એક ડુંગરસી નામે વણીક વસતો હતો. ત્હેની પાસે દ્રવ્યની રેલમ છેલ હતી. સિદ્ધપુરમાં તે રાજ્ય કોટવાળની પદ વિષે હતો. ત્હને એક લાલરાજ નામે પુત્ર હતો, તથાનામા તથા ગુણા ? એ કહેવત પ્રમાણે જેવું બાઇનુ નામ તેવોજ તે ખરેખરા લાલ સાહેબજ હતા કોટવાળ હમેશાં પોતાના કાર્યમાંજ પરો વાયલા રહેતા તેથી પુત્ર લાલરાજ શું કરે છે તે પર ધ્યાન આપતાં નહી ધનવાન અને સત્તાવાન પુરૂષોના બાળકો ને બાલ્ય કાળમાંજ નીચ સોબતીયો મળ્યો, અને ત્હેને સર્વ પ્રકારના દુરાચારનું શિક્ષણ આપી દીધું.

આશહેરમાં એક જામોતી નાતી નામે ગણિકા રહેતી હતી. તે પોતાની સતંકળામાં કુશળ હતી. તેણીયે અનેક ચાળા અને લટકા મટકાથી લાલરાજને પોતાના સ્વાધીન કરી લીધો હતો અને

એની પાસેથી અખુટ દ્રવ્ય હરણ કરતી હતી પે તે ત્હેની સાથે ભ્રષ્ટા ચાર કરતી એટલુંજ નહિ પરંતુ લાલરાજ શહેરની ગમે તે કોઇ શાહુકારની રૂપવતિ કન્યા લાવવાની દરખાસ્ત કરે તો તેપણ તેમનમાનું દ્રવ્ય લઇ ત્હને લાવી આપતી. લાલરાજના પિતા ડુંગરસી, મુળધનવાન, અને વળી શહેર કોટવાળ તેથી લાલરાજ બાઇને કોઇથી કંઇ કહીશકાય નહિ. કહે અથવા ન કહે તો પણ ડુંગરથી ડુંગરનીને નોકરીથીજરાપણ નવરાશ મળતી નહિ કે જેથી તે પોતાના પુત્ર લાલરાજની કેવી રીતભાત છે તે અવલોકી શકે ! આથી કરી કોઇ કહેનાર નહિ હોવાથી લાલ રાજભાઈ ખરેખરા લાલસાહેબ બની સ્વતંત્ર અને નિરંકુશપણે જામોતી ગણિકાને ત્યાં, પિતાએ સંચેલું દ્રવ્ય વેડ ફીચારી મોજ માણવા લાગ્યો, વખતે ઘરમાંથી કોઇ સ્ત્રી કે માતા કહેવા જાવતો તેમને તો, ઢેમઘટ, કહિ રોકડો જવાબ સંભળાવે, અથવાતો ઘરમાંથી રીસાઇ જઇ બે ત્રણ દિવસ જામોની ગણીકાને ત્યાંજ રહે. આથી કરી લાલરાજભાઇ ગમે તેમ વર્તે તોપણ સ્ત્રી સમાજમાંથી તો તેમને કોઇ કહિશકે નહિ;

એક દિવસે ડુંગરસી ભોજન જમી હીંડોળા ખાટપર બેઠા હીંચી રહ્યા છે તેવામાં તેમના એક ખેતસી નામે મિત્ર તેમને મળવા આવ્યા. ડુંગરશીએ તેમનો સારો આદર સત્કાર કરી પોતાની પાસે હીંડોળા ખાટપર બેસાડયા અને પુછ્યું—

' કેમ ખેતસીભાઇ ! હમણા કાંતો બીલકુલ જણાતા નહોતા?

' હા, ડુંગરસાભાઇ ! કેટલાક દિવસ થયાં મ્હારૂં શરીર ઠીક રહેતું નહેતું તેથી આપની પાસે આવી શકાયું નહોતું. પણ ડુંગરભાઇ ! આજતો આપની સાથે મ્હારે એક અગત્યની વાત કરવાનીછે

' બેલાશક કહોને શીવાત કરવાની છે ?

' ખોટું લગાડશો નહી. આપ મ્હારા મિત્ર છો તેથી મ્હારાથી આપના પુત્રની એવી વાત સાંભળી શકાઇ નહી તેથી આપને જણાવવા આવ્યો છું. લાલરાજ અહિંની ગણીકા જામોની સાથે પ્રેમમાં પડયો છે. શહેરના શાહુકારની બેટીઓને જામોતી ગણીકા ભોળવી પટાવી પોતાને ત્યાં લઇ જાય છે અને તેની સાથે લાલરાજ ભ્રષ્ટાચાર કરે છે અને જામોતી લાલરાજ પાસેથી મનમાનતું દ્રવ્ય હરણ કરે છે. આ પ્રમાણે જો વિશેષ કાળ ચાલશે અને આવાત જો મહારાજાને કાને જશે તો તદને તહેતું સારૂં પરિણામ નહિ આવે.

માટે આપને હું ચેતાવવા આવ્યોછું લાલરાજને તમે સારી રીતે શીખામણ આપજો અને પુરાબંદા બરતમાં રાખજો કે જેથી એની-ચ ફુદમાંથી છુટીજાય; આ સાંભળી ડુંગર સીયે ઉત્તર આપ્યો.-

'ત્યારે ખેતસીભાઇ ! મ્હનેતો એવાતની ખબરજ નથી, લાલરાજ આવે એટલે હું એને સારી રીતે ઠપકો આપીશ અને મ્હારી નજર તળેજ એને સઘળો વખત રાખીશ. આપે મ્હારાપર બહુ કૃપાકદી અને ઠીક મ્હને વેળાસર આપી અરરર ! એના માટે હું બહું દીલગીર છું કે એણે મ્હારી નીમેલી આબરૂને કલંક લગાડયું.

એ પ્રમાણે વાતચિત થઇ રહ્યા પછી ખેતશી ડુંગરસીની રજા લઇ પોતાને ઘેર ગયા.

'પ્રિય વાચક ! આ વખતે લાલરાજ બાઇની સ્વારી ક્યાં હતી ? ત્હેનું આપણે દીલ દર્શન કરીયે.

લાલરાજ બાઇ આ વખતે જા મોતી ગણીકાના ગળામાં હાથ નાંખી દારૂના ઉપરા ઉપર ગ્લાસ ચડાવી રહ્યા હતા. જા મોતી ગણીકા નવ નવા હાવ ભાવ કરી લાલરાજે અંગપરથીના દાગીના એક પછી એક પછી એક ઉતારી રહી હતી. જ્યાં દારૂનો પુર્ણ રંગ જામ્યો એટલે લાલરાજે કહ્યું—

'પ્યારી ! તું કહેતી હતીકે-હું તમને શહેરમાંથી ફક્કડ મા-શુક લાવી આપીશ, તે વાતને આજ કેટલા દિવસ થયા છતાં તેં મ્હને લાવી આપી નહિ. માટે હવે તો આપી નહિ. માટે હવે તો આપણે તારી સાથે દીલ લગી નથી રાખવી; નારે મારા પ્યારા સ-રદાર ! એવું કદિ પણ નહિ કરતા કારણકે આપના વિના હું ઝુરી ઝુરી મરી જાઉં, એવી આપે મને મોહની લગાડી છે-

'પ્યારી ! એ તો હું જાણું છુંજ કે તું મારી પાછળ દી-વાની બની ગઇ છે પણ હું યે તારી પાછળ એવોજ દીવાનો બની ગયો છું કે ઘેર મને તારા વિના ઘડી ઘણુ ચેન પડતું નથી. દી-લોજાન ? તું તો રોજ છેજ પરંતુ આજ તો કોઇ ફક્કડ માશુક લઇ આવકે જેથી આજની રાત મોજ શોખમાં ગુજારીયે લેઇ ના-મમાં આ પ્રથમથીજ મારો સોનાનો કંઠોતને આપું છું. અને વળી કાલ બીજું ઇનામ આપીશ.'

'પ્યારા ! આપ બે ફીકર રહો હું એજ તજવીજમાં છું અને છોડીને પણ મેં એજ તજવીજમાં મોકલી છે.'

'વારૂ, પ્રિયા ઠીક, ત્યારે આજ કોઇ તમારી ગાયનની ચીઝ થવા દો. તમારૂં મધુરૂં ગાયન સાંભળી મ્હને અછી લહેજત આવે છે અને ડબલ રંગ જામે છે.

'વારૂ, પ્યારા ! જેવી આપની ઇચ્છા.' ( જામોતી ગાયછે )

ઠુમરી.

જાનત હું સબ ગુનન કે ભયેહો
મિત્ર ભલે ઓર કપટી પુરે હો—
પ્યાર કી બાતાં હમેના કહોગે
જાઓજી જાઓજી જહાં રેન રહેરો—

'કેમ પ્યારી ! શુહું કપટી ?'

'ના, ના, પ્યારા, એતો પ્રેમમાં આપને કપટી કહુ છુ ;

આ પ્રમાણે વાત ચિત ચાલે છે એવામાં જામોતીની છોડી આવી પહોંચી અને કહેવા લાગી—

'બાઇ ! બાઇ ! તાકીદ કરો ! સહસ્ત્રલીંગ તળાવપર એક ઇંદ્રની અપ્સરા જેવી એક નવયોવના સુંદરી આવી છે રૂપરૂપનો અવતાર છે. લાલરાજજીએ આજલગી એવી રૂપવાન સુંદરી સાથે તો કોઇદીવસ આનંદવિલાસ કર્યોજ નહિ હોય.' પરંતુ તું સઘળુ પુછી આવી છે કે એ કોણ છે ? અને કયાંથી આવી છે ?

'એનો સઘળુ હું પુછી આવી છું પણ આપ તાકીદ કરો નહિતો એ ત્યાંથી વિદાય થઇ જશે તો પછી આપણા લાલરાજજી રહી જશે. બરાબર એમને લાયકજ છે એ ધારાનગરીથી આવે છે અને જગદેવ કુમારની સ્ત્રી છે. જગદેવ શહેરમાં નાસ્તો લેવા ગયાછે.

એટલામાં તમે વેશ બદલી જઇ પહોંચો, નહિ તો પછી ખેલ બગડી જશે. આ સાંભળી લાલરાજે કહ્યું—

'હા પ્યારી ! એકદમ ઉપડો અને ગમે તે યુક્તિયે તે સુંદરીનું મન મનાવી સત્વર અહિં લાવો હું તમને સારી રીતે ખુશી કરીશ."

'પ્યારા ! કંઇ પણ ફીકર ન રાખો, હાલને હાલ એને હું અટમ પટમ સમજાવી લાવું છું. મ્હારી જાળમાં ન ફસાય એવી આ દુનિયામાં કોઇપણ સ્ત્રી છેજ નહિ.'

એટલું બોલી જામોતી ત્યાંથી ગાડીમાં બેસી સહસ્ત્રલિંગ

તરફ કેટલાક માણુસો સાથે રવાના થઇ અને વીરમતિની ફુઇ થઇ, ‘જગદેવ આપણે ત્યાં તમારી રાહ જુએ છે માટે સત્વર ચાલો’ વિગેરે આડું અવળું સમજાવી વીરમતિને ગાડીમાં બેસાડીને પોતાના વીલાસભુવને આવી પહોંચી.

લાલરાજ એક સુંદર વિલાસ ભુવનમાં બેઠો બેઠો નવીન સુંદરીના આવ્યાની રાહ જોતો હતો તેવામાં જામોતી વીરમતિને લઇ આવી પહોંચી. વીરમતિને શણગારેલા એક સુશોભીત મકાનમાં બેસાડી જામોતી લાલરાજ પાસે આવી અને કહેવા લાગી—

‘પ્યારા, આપની આજ્ઞા મુજબ તે સુંદરીને હું લઇ આવી છું હવે મને ઇનામ આપો.’

‘પ્યારી! હાલમાં અહિં મ્હારી પાસે કંઇ નથી. કાલ હું તમને જે કહેશો તે લાવી આપીશ.’

‘ના, તે કામ નહિ આવે, અત્યારે કંઇક આપો.’

‘લ્યો ત્યારે અત્યારે હું આ મ્હારો કંદોરો આપું છું અને કાલ હું બીજું ઇનામ આપીશ.’

‘વારૂ! કાલ બીજુ આપજો. પ્યારા! જાઓ આ સામેના મકાનમાં તે સુંદરીને મ્હેં બેસાડી છે. પરંતુ કાંઇ સાહસ કરશો નહિ એનું મન ગમે તે પ્રકારે ભોળવીને, રીઝવીને રમુજી વાતો કરીને સંપાદન કરી પછી જેમ યોગ્ય લાગે તેમ કરજો કારણકે ક્ષત્રાણીઓ માટે બીજી સ્ત્રીઓની પેઠે એકદમ એ સપાટામા આવશે નહિ. માટે કળાથી કામ લેજો અને ખુશી કરજો. મ્હેંપણ આજ દિન સુધી એના જેવી રૂપવાન સ્ત્રી કોઇ સ્થળે જોઇ નથી. વારૂ, ત્યારે જાઓ, અમે બહાર અહિં તપાસ રાખીયે છીયે.’

લાલરાજ જ્યાં વીરમતિ બેઠી હતી ત્યાં ગયો અને વીરમતિનું રૂપ જોઇ ત્હેનાપર ફીદાફીદા થઇગયો અને બોલ્યો-

‘આહા! સુંદરી! શું તમારૂં રૂપ! તમારા જેવી રૂપવાન સ્ત્રી આજ દિનસુધી મ્હારા જોવામાં કોઇ જગ્યાએ આવી નથી કેમ પ્રિયા! બોલો તો ખરાં?’

વિરમતિ પ્રિયા સબ્દ સાંભળી અજાયબ થઇ અને મન સાથે વિચારવા લાગી કે આ મ્હારી ફુઇનો છોકરો હશે અને મ્હને જોઇ એની બદદાનત થઇ છે માટે એને જરા હું શીખામણ આપું એમ ધારી તે બોલી—

'ભાઇ ! પ્રિયા તમે કોને કહોછો ? મ્હારી ફુઇના તમે દીકરા એટલે તમે તો મ્હારા ભાઈ થાવ માટે તમારે બોલવું ઘટતું નથી.'

પ્યારી ! ફુઈ કોણ ! અહીંતો ફુઇયે કોઇ નથી અને ફુઇનો છોકરો પણ કોઇ નથી

ત્યારે મ્હને બોલાવા આવનાર કોણ હતુ ?'

'એતો જામોતી નામની ગણીકા છે. અને હું અહિંના કોટ-વાળ ડુંગરશીનો પુત્ર છું હું રોજ અહીં એશ આરામ કરવા આવુંછું અને રોજના હજારો રૂપીયા ઉડાવુંછું કેટલીયે સ્ત્રીયોને મ્હેં વિલાસ સુખ આપી ખુશખુશ કરી નાખી છે અને દ્રવ્ય આપી ન્યાલ કરી નાંખી છે. આપને પણ સંસારનો ખરેખરો લ્હાવો આજજ આવશે.

આ સાંભળી, વીરમતિ શોક સાગરમાં ડુબી ગઈ. 'અરરર ! ખરેખર હું એક નીચ ગુણીકાને ત્યાં સપડાઇ હવે અહીંથી કેવી રીતે છુટવું. અરરર ! આતો કોઇ નીચ વિષયાંધ પુરૂષ છે. મારા વહા-લા જગદેવ સહસ્ત્રલીંગ તળાવ પર આવતાં ત્યાં મને નહિ જુએ તો કેટલો ખેદ કરશે ? અને અહીંથી મને કેવી રીતે શોધી કાઢશે ? હવે આ વિષયાંધ કામી નીચ લંપટના અને જામોતી ગુણીકાના સપાટા-માંથી મારે કેવી રીતે છુટવું ?' વીરમતિને આ પ્રમાણે વિચારમાં જોઇ—

'કેમ પ્રિયા ! શું વિચાર કરો છો ? હવે તો રંગ વીલાસની રેલમ છેલમ ઉડાવો. આપે મારા જેવો શોખીન પુરૂષ બાગેજ જોયો હશે. આ સાંભળી વીરમતિયે ગુસ્સે થઇ કહ્યું—

'અરે ! મુર્ખ ! પ્રિયા તું કહોને કહે છે? જરા વિચાર કરી-ને ભાષણ કર મને તું ઓળખે છે હું કોણ છું ?

'ના. ના, હું ઓળખતો નથી તમે કોણ છો ?'

'હું ધારા નગરીના કુમાર જગદેવની સ્ત્રી તથા ટુંકટોડાના રાજા રાયજીની પુત્રી છું મને આ ગુણીકાએ જુઠું બોલી અહિં ફસા-વી છે માટે અહીંથી છુટાય તેવો કોઇ માર્ગ બતાવો.'

'અરે ! પ્યારી ! હવે છુટવાની વાત કયાં કરો છો ? હવે તો અહિં મારી સાથે અનુપમ રંગ વિલાસ કરો. જગદેવ કરતાં પ-ણ હું તમને અધિક આનંદ આપીશ. એ ગુણકાને પણ તમને તે

આ સારૂ મેંજ મોકલી હતી. માટે પ્રિયા! તમારી સુંદર વાણીથી હવે મને આનંદ આપો હું પ્રસન્ન થયો તો તમારૂં દારીદર સઘળું દુર કરી નાંખીશ.

'અરે! નીચ! વિષયાંધ! એકવાર મ્હેં તને કહી દીધું કે તું પ્રિયા કહી કોને બોલાવે છે? છતાં હજુ એવું નીચ ઉચ્ચારણ કરે છે! માટે તને શીખામણ દઉં છું કે એવું નીચ ભાષણ કરવું બંધ કર અને અહીંથી ચાલ્યો જા.'

'અહીંથી ચાલ્યા જવાને માટે મ્હેં તમને બોલાવ્યાં નથી પરંતુ તમારી સાથે મહોબત કરવાને માટે મ્હેં તમને અહિં બોલાવ્યાં છે માટે પ્યારી! હવે શોષ મુકી દો અને એકવાર મને ભેટો.'

'અરે! નીચ! ચંડાળ! તને અનેકવાર શીખામણ આપવા છતાં પણ તું તારી દુરબુદ્ધિનો પરિત્યાગ કરતો નથી પણ વિચાર કર કે તેનું સારૂં પરીણામ નહિજ આવે. સમજીશ નહિ કે તું જેમ બ્રાહ્મણ, વણીક અને શુદ્રની કન્યાઓને ફસાવી બીચારીયોને ભ્રષ્ટ કરવામાં જય પામ્યો છે તે અહિ પણ જય પામે? તું હજુ ક્ષત્રીય પુત્રીથી અજાણ્યો છે. સિંહના બચ્ચાઓના પંઝા હજુ તને અડયા નથી માટે હજુ તુને ચેતાવું છું કે સમજ અને તેમની છેડ કરવી છોડી દે.'

'અરે! તું અબળા જાત મ્હને શું કરવાની હતી? માટે મારૂં કહ્યું માની જરા સમજ તું કહીશ તેટલું દ્રવ્ય તને ઈનામમાં આપીશ અને મારી આખી જીંદગી પર્યંત તારી સેવામાં તત્પર રહીશ પરંતુ મારૂં કહ્યું માન. હવે મારી ધીરજ રહેતી નથી માટે હવે મને વધારે વાર સતાવ નહિ.

'અરે! નીચ! નરાધમ! આટલું વારવા છતાં પણ તારા મલીન અંતઃકરણમાં જરાપણ નીતિ વચનનો પ્રવેશ થતો નથી. માટે મને લાગે છે કે તને કાળેજ ઘેર્યો છે એટલે તારી વીપરીત બુદ્ધિ થઇ ગઇ છે માટે હજુ મને તારાપર દયા આવે છે કે તારો જાન બચાવવાની ખાતર તું મારી દૃષ્ટિ મર્યાદામાંથી એકદમ ચાલ્યો જા, તારા અપવિત્ર શરીરનો મલીન પડછાયો મારાથી દુર રાખ.'

'અરે પ્રિયા! હવે તમારાં સ્ત્રી ચરિત્રના સર્વે ચાળા જવા દઈ મ્હારી સાથે પ્રેમ યુકત ભાષણ કરોને? તમારે પ્રથમથી જે જોઈયે

તે ખુશીથી માગીલ્જો. પણ પ્યારી હવેતો ધીરજ રહેતી નથી; એમ કહિ પાસે જાય છે એટલે વીરમતિ એકદમ ઉભી થઇ—

'અરે ! દુષ્ટ ! પાપી ! બાયલા ! ત્હારા પાપનો ઘડો હવે ભરાઇ રહયો છે ! ત્હેં ઘણી સ્ત્રીયોને ભોળવી બીચારીને નષ્ટ ભ્રષ્ટ કરી છે ત્હેની સજા મ્હારી તરફથીજ આપવાની જગદીશ્વરની ઇચ્છા હોય એમ જણાય છે. બાયલા ત્હને જરાપણ વિચાર ન થયો કે હું ક્ષત્રીય પુત્રીછે ત્હારા જેવા અનેક બાયલાઓને જમીન દોસ્ત કરવા સમર્થછું. આ શરીરની નશે નસમાં ક્ષાત્ર લોહી વહી રહ્યું છે. ગમાર ! સિંહણ કદી તુણકરતીજનથી ! માટે ત્હારો પ્રાણ બચાવી એકદમ નાસી જા અહિંથી શ્વાન ! કુત્તા ! કોઇની નહિ ને ક્ષત્રાણીની લાજ લેવા હામ ભીડતા ત્હને શરમ ન આવી ?

'ઓહો ! આટલું કહેવા છતાં ત્હુંતોહજુ મીજાજમાંથી હાથજ બહાર કાઢતી નથી ! પણ મારા આગળ ત્હારૂ શું જોર ચાલવાનું છે એમ કહિ ત્હેનીપાસે જાય છે એટલે વીરમતિ એકદમ મ્યાનમાંથી કટાર કાઢી—

'દુષ્ટ ! દુર રહે ! મ્હારા શરીરને અપવિત્ર ન કર તું છેવટ સુધી નજ સમજ્યો ત્હને ચેતાવુંછું ચાલ તૈયાર થા ત્હારો વખત હવે ભરાઇ ગયો છે ! લાલરાજ વીરમતિના હાથમાંથી જેવો છીનવવા જાય છે તેવોજ વીરમતીયે ત્હના પાપી પ્રાણને યમપુરીમાં પહોંચતો કર્યો અને પછી વિચાર કરવા લાગી—

'આર્ય મહિલાઓ ! જ્યાં લગી પૃથ્વીપર સૂર્યચંદ્ર પ્રકાશે છે જ્યાં લગી મહાસાગાર પોતાની મર્યાદામાંજ રમણ કરી રહયો છે ત્યાં લગી તમો પણ તમારા પતિવ્રત્તને પ્રકાશિત રાખશો. તમારી વિષય વાસનાને મર્યાદામાંજ રાખશો અને પ્રાણથી પણ શીયળ વ્રતનું અધિક રક્ષણ કરજો. તમે પવિત્ર હશો તો તમારાં બાળકો પણ પવિત્ર થશે. તમે ભ્રષ્ટ થશો તો તમારાં બાળકો પણ ભ્રષ્ટ મતિના નીપજશે. તમે શુરવીર થશો તો તમારાં બાળકો પણ તમારા જેવાંજ શુરવીર થશે.'

'વિષય વાસનાને કે નિર્માલ્યપણાને વશ થઇ હું પાપી લાલરાજના વિષય ફંદમાં ફસાણી હોત તો મારૂં પતિવ્રત્ત અત્યારે નષ્ટ ભ્રષ્ટ થાત અને આ જીવન જીવવા છતાં મરણવત્ દશા ભોગ-

ખાત. માટે બ્હેનો ! આપત્કાળેજ મનને કસી જોવાની ખરેખરી કસોટી છે. શરીરની શોભા અને તેનું ખરૂં સૌન્દર્ય ત્યાં લગીજ છે કે જ્યાં લગી એ શુધ્ધ અને વિમળ છે. મનની શોભા પણ ત્યાં લગીજ છે કે જ્યાં લગી તેણે ભ્રષ્ટ વિચારોને અવકાશ સ્થાન નથી આપ્યું ! પૂર્વની મહિલાઓની વચન સિધ્ધિયો માત્ર તેમના આ મહાન તપે કરીને સત્વર ફળી ભૂત થતી. સ્ત્રીયોને માટે શીયળ વરત, એ તેમની મહાન તપશ્ચર્યા છે પતિવરત એ તેમનું મહાનમાં મહાન વરત છે.'

'અરરર ! પરંતુ એ દુષ્ટ ગણિકાયે મને ફસાવવા માટે કેવી જાળ પાથરી ? જો કોઇ નિર્મળ મન, શરીરવાળી સ્ત્રી મારે સ્થાને હોત તો તો બીચારી આ ભ્રષ્ટસ્થાનમાંથી એ ભા ચેજ બચી શકત ! પણ અહિં હવે મારૂં શું થશે !'

વીરમતિ ! ધન્ય છે તારા પતિપ્રતિના અપ્રતિમ પવિત્ર પ્રેમને ! જ્યાં તારા જેવી સતિયો અધિકાંશે નિવાસે છે તેજ ભૂમિ, તેજ દેશ અનેક રિદ્ધિ સિદ્ધિયોથી છલાછલ છે ! તેજ દેશ ધન્ય ધન્ય છે ! તારા અદર્શનથી આ દેશ રાંક થઇ ગયો. અરેરે ! રિદ્ધિ સિદ્ધિ વિનાનો થઇ ગયો ! શ્રી રામ કૃષ્ણ, જનક, વ્યાસ, વાલ્મિક, વસિષ્ઠ, શંકર, યુધિષ્ઠિર, અરજુન ભીમ, હરિશ્ચન્દ્ર, પૃથીરાજ, પ્રતાપ, ભોજ અને વિક્રમ આદિ નરરત્નો વિનાનો થઇ ગયો. તારા વિના એવાં રત્નો કોણ નીપજાવી શકે ? તારી પવિત્ર કુખ સિવાય એવાં રત્નો બીજે કયાં પાકે ?

આર્યા ! તમારૂ પ્રકાશનું હવે ( તમારા વિના અનાર્યાવર્ત થઇ ગયેલા ) આ દેશપર કયારે થશે ? સરસ્વતી ! તમે કયાં સંતાઇ રહ્યાં છો ? લક્ષ્મી ! તમે આર્યભુમિને તરછોડી કયાં વાસો કર્યો છે ? હવે હદ છે ! તમારાં આર્ય બાળકોપર હવે કૃપા દૃષ્ટિ કરો અને પુનઃ આર્ય ભુમિપર પગમંડાં કરો.

આળસ્ય, ઇર્ષા, કુસંપ, વ્યસન અને વ્યભિચાર ! તમે પાંચ કૌવરવોયે આ દેશને છેક નષ્ઠ ભ્રષ્ટ કર્યો છે. જરાપણ સત્વ રહેવા દીધું નથી. કૃપા કરી હવે તમે જે દિશામાંથી આવ્યા હોવ તે દિશા તરફ જાવ. જ્યાંસુધી તમારી મલીન છાયા આ પ્રદેશપર છે ત્યાં લગી સરસ્વતી અને લક્ષ્મી દેવિયોના દર્શન દુરથીજ થાય છે.

તમારી મલીન છાયા જ્યારે લોપ થશે ત્યારેજ આ દેશનો ગ્રહ બદલાશે.

દીલગીર ! પ્રથમ વીરમતિ જેવી બાળાઓ પણ શસ્ત્રકળામાં નીપુણ હતી ત્યારે વર્તમાન કાળમાં ક્ષત્રિય કુમારોને શસ્ત્ર કેવી રીતે ધારણ કરવાં ? એટલું પણ જેને જ્ઞાન નથી ! કેટલો શોકનો વિષય ? ભારત વર્ષમાં ક્ષત્રિય વર્ગનુંજ અદર્શન છે ત્યાં પછી સ્વતંત્રતાના દરશનની ક્યાં આશા બાંધવી ? અસ્તુ.

' હે વિધાતા ! ત્હેં મ્હને અહિં ક્યાં ફસાવી ? મ્હારા પ્રાંણેશ્વર જગદેવ મહારી શોધમાં ક્યાં ભટકતા હશે ? પણ હવે આ પાપીના શબનું શું કરવું ? બારણા બહાર ફેંકી દઇ પછી દ્વારબંધ કરી બેસું અને મ્હારા પ્રાણેશ્વર જગદેવ આવે અને એમનો અવાજ સાંભળું ત્યારેજ દ્વાર ઉઘાડું, એવો નિશ્ચય કરી તેણે કમાડને સાંકળ વાસી કટાર હાથમાં રાખી બેઠી.

ઘણીવાર લગી લાલરાજ નહિ આવવાથી જામોતીયે છોડીને લાલરાજ શું કરે છે એની તપાસ કરવા માટે મોકલી છોડી જેવી બારણા આગળ જાય છે તેવુંજ તેણીયે લાલરાજના શરીરને લોહી લુહાણ દશામાં બારણા આગળ પડેલું જોયું. તેણીયે તે શરીરને હલાવી જોવા માંડયું તો લાલરાજને મરણ પામેલો જોયો આથી ગાભરી બની તે એકદમ ત્હેની બાઇને કહેવા દોડી અને લાલરાજને મરણ વિશે વાત કહિ સંભળાવી આ સાભળી જામોતી એકદમ ગભરાઇ ઉઠી અને બારણા આગળ જઇ જુએ છે તો લાલરાજને લોહી લુહાણ થયેલો શબવત્ દશામાં પડેલો જોયો આ જોઇ તે ગાભરી બની એકદમ બોલી ઉઠી ' હાય હાય ! જુલમ થયો ! અરરર ! આનો ઘાત કોણે કર્યો હશે ? અહિં બીજુ તો કોણ આવી શકે ? પેલી વીરમતિયેજ કર્યો હશે ? એમ વિચારી તેણે ઠોકવા માંડયાં અને બોલી—

' ઉઘાડ દુષ્ટા ! લાલરાજને મારી પાછી કમાડ બંધ કરી બેઠી છે ખરૂં કે ? પણ યાદ રાખ તમારી પણ એવીજ વલે કરૂંછું ! તું મને હજી ઓળખતી નહિ હોય ? મારૂં નામ જામોતી ગુણીકા છે. તારા રાંઇ રાઇ જેટલાં ટુકડા કરી નાંખવા સમર્થ છું. ઉઘાડ કમાડ જલદી ! કેમ સાંભળવામાં નથી આવતું ?'

આ સાંભળી વીરમતિ અંદરથી બોલી—

'દુષ્ટા! નીચ! વેશ્યા! તું મને શું કરવાની હતી? તાર જેવી નીચ વેશ્યાઓથી શુરી ક્ષત્રાણીયો ડરી જશે ત્યારે તો પૂર્વને સૂર્ય પશ્ચિમમાંજ ઉગશે તેં તારી ખોટી જાળ પાથરી તેમાં મને ફસાવી છે, પરંતુ યાદ રાખ કે તેનું ફળ તું થોડા વખતમાંજ પામીશ. તું માથું કુટીને મરીશ તો પણ હું મારા પ્રાણનાથ જગદેવના આવ્યા વિના આ કમાડ ઉઘાડનારી નથી.'

'આ ભવમાં તો તું હવે જગદેવનું મુખ ફરી ભાળવાની નથી.'

'મારી શત્ય નીતિ, રીતિ અને સાચો ટેક હશે તો પ્રભુ મને તેમના દર્શન અહિંજ સત્વર કરાવશે તે તું તારી નજરેજ જોઇશ'

આ પ્રમાણે વાતચિત ચાલે છે એટલામાં કોટવાલ ડુંગરસી પુત્ર લાલરાજની તપાસ કરતા કરતા ત્યાં આવી પહોંચ્યા અને જામોતી ગણીકાને પૂછ્યું—

'અરે! જામોતી! શી ભાંજગડ ચાલી રહી છે'

'કાંઇ નહિ! એટલામાં ડુંગરસીની દૃષ્ટિ લાલરાજનું શબ પડેલું તે પર પડી અને લાલરાજને ઓળખતાંજ—

'હાય હાય! જુલમ થયો! નસીબ ફુટી ગયું! ઓલરંડા! મ્હારા પુત્ર લાલરાજનું કોણે ખુન કર્યું?'

'કોટવાલ સાહેબ! મ્હેં આપના પુત્રનું ખુન કર્યું નથી. પરંતુ આપના પુત્રનું ખુન કરનાર આ મકાનમાં છે. આ સાંભળી કોટવાળે કહ્યું—

'ઉઘાડ કમાડ;

'નહિજ ઉઘડશે:

આ સાંભળી ડુંગરસી કેટલાક માણસોને પોતાના પુત્રનું ખુન થયા બાબત જાહેર કરવા ગયા અને માહારાજાને સઘળી હકીકતથી વાકેફ કર્યા માહારાજા આ સાંભળી કેટલાક અમીરો અને અમલદારો સાથે જામોતી ગણીકાને ત્યાં જવા નીકળ્યા—

કુમાર જગદેવ સહસ્રલીંગ તળાવપર નાસ્તો લઇ ગયો પરંતુ ત્યાં વીરમતિને નહિ જોવાથી ઉદાસ બની શહેરમાં આમ તેમ ફરતો હતો અને એક પછી એક શોકોદગાર કાઢતો હતો.

વ્હાલી વીરમતિ? તું એકાએક આમ ક્યાં લોપ થઈ! કે

ક્યાંઇ છુપાઈ રહી મ્હારો ઉપહાસ તો કરતી નથી ? ના, ના, પણ ત્હું આવી રીતે છુપાઇ રહી મ્હારો ઉપહાસ કરે એતો સંભવીત નથી. હા ! કષ્ટ ! ત્યારે ત્હને હવે ક્યાં શોધું ? વળી અહિં કોઈ પણ જાતનો ચોરનો કે લુટારાનો પણ ભય નથી. વીરમતિ ! વીરમતિ ! ત્હું સાથે આવેલી ક્યાં અદ્રશ્ય થઇ ? અરરર ! પરદેશમાં ત્હને સાથે ન લીધી હોત તો સારૂં હતું. ધોળે દિવસે ત્હારૂં હરણ કર્યું હશે ? કે ત્હું સ્વેચ્છાયે તો અહિંથી ક્યાંઇ નહિ ગઇ હોય ? પણ એમતો ત્હું મ્હારા આવ્યા સિવાય કંઇય જાય નહિ ! આહા ! ત્યારે આમાં શી હકિકત બની હશે ? કોઇ છેતરીને તો ત્હેનું હરણ નહિ કરી ગયું હોય ?

'હા ! દીલગીર ! નસીબ ! જ્યાં જાઉં છું ત્યાં તું તો બે ડગલા આગળનું આગળજ છે. સ્વદેશમાંથી વાધેલી માતાના વૈર ભાવથી અહિં વિદેશમાં આવ્યો તો અહિં પણ મહામુશીબતમાં આવી પડ્યો હવે શો ઉપાય કરૂં ? કોને પુછું ? ક્યાં શોધું ? આહા ! વહાલી ! ત્હું ક્યાં હઇશ ? શી સ્થિતિમાં હઇશ ? દુઃખી હઇશ કે સુખી હઇશ ? પરંતુ મ્હારી પ્રત્યક્ષ હાજરી વિનાના ગમે તેવા સુખને પણ ત્હું દુઃખજ માને છે, માટેજ ત્હું ત્હારા પિતાને ત્યાં ન રહેતા પરદેશમાં મ્હારી સાથે મ્હારા સુખ દુઃખની ભાગીની થવા સારૂ આવી. હા ! એવો કોણ પીશાચ હશે કે જેણે મ્હારી વીરમતિનું હરણ કરવા હામ ભીડી હશે ? ચાલ મન ! હવે આમ વૃથા શોક કરે કંઈ વળનાર નથી માટે પાછો શહેરમાંજ જાઉં અને ત્યાં તપાસ કરૂં, શહેરમાંજ ગમે ત્યાં એનો મ્હને પતો મળશે, કારણ કે મ્હને આવતાં સહજ વાર થઇ તેથી વખતે એ, શહેરમાં બીજે માર્ગે થઇ મહારી તપાસ, માટે ગઇ હોય તોપણ જાણે ? માટે ચાલ પાછો શહેરમાંજ તપાસ કરૂં એમ ધારી તે શહેરમાં આમતેમ ફરતો હતો.

ત્યાં એને ભીમનું નામના સીપાઇ તરફથી બાતમી મળી કે જમોતી ગણીકાને ત્યાં એક કોઇ નવીન સ્ત્રીયે આવી કોટવાલનાપુત્ર લાલરાજનું ખુન કર્યું છે. મહારાજા સિદ્ધરાજ તેની તપાસ માટે જાય છે આ સાંભળી જગદેવ પણ ત્યાં, વખતે સ્ત્રી વીરમતિ તો નહિ હોય, એમ જાણી ત્યાં ગયો અને સર્વે માણસો ભેગો તે પણ ભળી ગયો--

માહારાજા સિદ્ધરાજ સર્વે અમીરો તથા અમલદારો સહિત જામોતી ગણીકાને ત્યાં જઇ પહોંચ્યા લાલરાજના શબને લોહી લુવાણુ દશામાં જોયું અને જામોતી ગુણીકાને પુછયું—

' કેમ જામોતી ! સાચુ બોલ, આ લાલરાજનું ખુન ત્હેં કર્યું છે ? '

' ના હજુર ! મ્હારો દીવસ એવો રૂઠયો નથી કે હું આવું નીચ કૃત્ય કરૂં ? '

, ત્યારે બોલ એનું ખુન કરનાર કોણ છે ? '

' મહારાજાશ્રી ! એનું ખુન કરનાર કોઇ સ્ત્રી છે અને તે સ્ત્રી એનું ખુન કરી આ મકાનની અંદર દવાર બંધ કરી છુપાઈ જાય છે. ' આ સાંભળી મહારાજાએ દ્વાર પાસે જઈ મ્હોટા અવાજે કહયું.—

' મકાનની અંદર કોણ છે ? જે હોય તે એકદમ કમાડ ઉઘાડો વીરમતિયે અંદરથી જવાબ આપ્યો.

' એકવાર હું આ દુષ્ટ જામોતી ગુણીકાના હાથમાં સપડાણી માટે હવે હું ફરીવાર એવી રીતે સપડાઇશ નહી અને કમાડ પણ ઉઘાડીશ નહીં.

' હું ગુજરાત દેશનો રાજા સિદ્ધરાજ જયસિંહ છું તું હવે કોઇ પણ રીતે સપડાઇશ નહી અને ત્હારો નેક ઇનસાફ ઉતારીશ કોઈ પણ રીતે ન ગભરાતાં દ્વાર ઉઘાડો '

' આપ ગુર્જરપતિ મ્હારે પિતાતુલ્ય છો આપ મ્હારો નેક ન્યાય ઉતારશો એવી મને સંપુર્ણ ખાતરી છે તો પણ મ્હારા સ્વામીનાથને આ સ્થળે બોલાવવા કૃપા કરશો '

' બેટા ત્હારા સ્વામીનાથ કોણ છે ! તું કોની પુત્રી છે ! ત્હારાં માતપિતા કોણ છે અને ત્હારો દેશ કયો છે—

' પુજ્ય પિતાશ્રી ! હું ટુકટોડાના રાજા રાયજીની પુત્રી છું અને ધારાપતિ ઉદયાદીત્યના કુમાર જગદેવ મ્હારા સ્વામી છે મ્હારા પતિ વિદેશમાં સારી નોકરી મેળવવા અર્થે નીકળેલા મ્હારા આગ્રહથી મ્હને પણ તેઓએ મ્હારા પિતાને ત્યાંથી સાથે લઇ લીધી અમોએ થાકથી સહસ્ત્ર લીંગ તળાવપર મુકામ કર્યો મ્હારા પતિ શહેરમાં કંઇ ખાવાનું લેવા ગયા. તે અરસામાં આ જામોતી ગણીકા

મ્હારી ફુઇનો વેશ ધારણ કરી ગાડીમાં મ્હને તેડવા સારૂ આવી અને મ્હને કહયું કે- અરે વીરમતિ બેટા ! તું આવી બહુ સારૂ થયું મ્હેં ત્હેને ઘણી મુદતે જોઇ વારૂ ચાલ, આપણે ગૃહ મંદિરે જઇ વાતો કરીશું. મ્હારો ભત્રીજો જગદેવ આપણે ત્યાંજ છે તે ત્હારી ત્યાં રાહ જુએ છે બેટા ! હું તને તેડવા સારૂજ અહિં આવી છું આ પ્રમાણે તેણે મ્હને કહ્યું એટલે મ્હેં ત્હેની વાત સાચી માની અને હું ત્હેની સાથે આવી પછી તેણીયે મ્હને આ મકાનમાં બેસવા કહ્યું હુ આ મકાનમાં થોડીવાર બેઠી એટલામાં મ્હારા પતિ જગદેવને બદલે લાલરાજ આ મકાનમાં આવ્યો અને તેણે મ્હારી સામે કુદ્રષ્ટિ કરી મ્હેં ત્હેને અનેક પ્રકારે સમજાવ્યો અને વાર્યો છતાં એ સમજ્યો નહિ અને મ્હારી લાજ લુંટવા મ્હારાપર ધસ્યો આથી મ્હારા શીયળ વ્રતનું રક્ષણ કરવા મેં ત્હેને મ્હારી કટારવતી મારી ઠાર કર્યો, અને મ્હારૂ પતિવ્રત મ્હેં સાચવ્યું પિતાશ્રી ! આ પ્રમાણે મ્હારી હકીકત છે હવે મ્હારા સ્વામીનાથને આપ સત્વર અહિં બોલાવવા કૃપા કરશો એમના આવ્યા પછી હું દ્વાર ઉઘાડીશ.

આ સાંભળતાંજ મહારાજાને બહુ અચંબો ઉત્પન્ન થયો અને વિચારવા લાગ્યો-' આહા ! ટુંકટોડાના રાજા રાયજીની પુત્રીપર આવી અણધારી આફત પુત્રી વીરમતિ ધન્ય છે ! તેં ક્ષત્રીયકુળને ખરેખર તાર્યું આ પ્રમાણે વિચાર કરે છે એવામાં જગદેવ પાછળ ઉભો ઉભો સઘળું સાંભળતો હતો તે એકદમ આગળ આવ્યો અને વિનયપૂર્વક બોલ્યો.

' ગુર્જરપતિ ! આ આપનો દાસ જગદેવ આપને અભીવંદન કરે છે.

' બેટા જગદેવ ! સતજીવો ! પછી જગદેવ દ્વાર પાસે જઇ બોલ્યો.--

' પ્રિયા ! દ્વાર ઉઘાડો હું જગદેવ છું.

પોતાના પતિનોજ અવાજ ઓળખી વીરમતિયે દ્વાર ઉઘાડયાં અને પતિને નમન કરી તુરતજ તે મહારાજા સિધ્ધરાજને પ્રણામ કરી બોલી—

' પુજય પિતાશ્રી ! આપના પુણ્ય પ્રતાપથીજ આપની આ બાળકીની લાજ રહી છે, અને આ શીયળવ્રતનું રક્ષણ પણ થયું છે.

આ સાંભળી સિદ્ધરાજે કહ્યું—

'બેટા ! ત્હું દીર્ઘ સુખી થાઓ. હે સતિ ! હે ભરતભુમિની ભારત વર્ષી આર્યા [ ત્હને ધન્ય છે. ત્હેં ક્ષત્રીય કુળને ઉજવળ કર્યું છે અને માતા પિતાના નામને દીપાવ્યાં છે ત્હારા જેવી શુધ્ધ સતિયોના અદર્શનથીજ ભારત વર્ષ આવી કંગાલીયત દશામાં આવી પડ્યો છે ! ખરેખર ! જેમ જેમ કલિયુગનો પ્રભાવ વધતો જાય છે તેમ તેમ તારા જેવી સતિયો લોપ થતી જાય છે આ ગુણીકા અને લાલરાજે ઘણી સ્ત્રીયોને ફસાવી હશે ભોળવી હશે ભ્રષ્ટ કરી હશે પણ ધન્ય છે ત્હને કે ત્હેના નીચ કુવામાં નજ ફસાણી ત્હારા જેવી સતિયો જ્યારે ફરી આર્યા વર્તમાં ઉદ્દભવશે ત્યારેજ આ દેશનું કલ્યાણ થશે સતિ ! આજ ત્હારાં દર્શનથી હું પાવન થયોછું મ્હારાં સઘળાં પાપનો ત્હારાં દર્શનથી નાશ થયો છે. બેટા ! ત્હારી આવી પવિત્ર નીતિ રીતિ માટે હું ત્હને પાંચ ગામ મારી પુત્રી લેખી આપું છું અને ત્હારા ચરિત્રનું ભારત વર્ષની કન્યાઓ અનુકરણ કરે એવી આશા રાખું છું.'

'જગદેવ ! તમારે હવે બીજે કોઈ સ્થળે નોકરી કરવા માટે જવા જરૂર નથી, મારી પાસેજ રહો, તમારી ખ્યાતી મેં સારી રીતે સાંભળી છે. મારા રાજ્યમાં રહી મને તમે દીપાવો એવા છો. આજથી હું તમને રોજની સો સોના મોહોર બાંધી આપું છું અને રહેવાને માટે એક મકાનનો પણ બંદોબસ્ત કરી આપું છું હાલ તમો ભેગે મારી સાથે ચાલો.'

'ડુંગરશી ! આ દુષ્ટ જામોતી ગુણીકાના હાથ કાન કાપી તેને આખા રાજ્યમાંથી દેશ નિકાલ કરો. અબળા જાત છે માટે તેને હું ફાંશીની સજા કરતાં આંચકો ખાઉં છું માટે એ દુષ્ટાને એટલીજ સજા બસ છે.'

એ પ્રમાણે જામોતી ગુણીકાને સજા ફરમાવી માહારાજા સિદ્ધરાજ જગદેવ અને વીરમતિ સહિત પોતાને મેહેલે ગયા અને પોતાના મહેલની પાસેજ એક મહેલ હતો તે જગદેવને રહેવા આપ્યો આ પ્રમાણે જગદેવ અને વીરમતિ પાટણ શહેરમાં સુખમાં દિવસો ગુજારવા લાગ્યાં.

એક દિવસ માહારાજા સિધરાજે જગદેવને પ્રશ્ન કર્યો.

'જગદેવ ! રાજ્યની ઉન્નતી શાથી થાય છે ?"

'નૃપવર્ય! પ્રજાની ઉન્નતિથીજ રાજ્યની ઉન્નતિ થાય છે.'

'વારૂ, ત્યારે પ્રજાની ઉન્નતિ શાથી થાય છે?'

'કેળવણી અને સંસાર સુધારાથી'

'વારૂ કેળવણી અને સંસાર સુધારાનાં કયાં કયાં અંગ છે!'

'એક તો સ્વ અને હર ભાષાની કેળવણી, બીજી લાક્ષિય' ધાર્મીક, નૈતિક, વ્યાપારીક, કૃષિક, અને રસાયનિક આદિ હવે સંસાર સુધારાના અંગો પૈકી સ્ત્રી કેળવણી પકવ વયે લગ્ન, વૈદકજ્ઞાન વ્યાયામ, લાભકારક રીવાજો (રૂઢીયો) ની સંસ્થા અને નુકશાન કર્તા રૂઢીયોનો પરિત્યાગ.'

'ધન્ય છે જગદેવ! તમારી વયના પ્રમાણમાં તમે અધિક જ્ઞાન સંપાદન કર્યું છે વારૂ, પણ હજુ તમને એક પ્રસ્ન કરૂં છું કે.

'સમય બળવાન છે કે પુરૂષાર્થ બળવાન છે?'

'મહારાજ શ્રી! પુર્વના પુરૂષાર્થનું નામજ સમય છે અને એજ પ્રારબ્ધ છે નસીબ છે.'

'વારૂ દેશને સદા સ્વતંત્ર રાખવા માટે શું સબળ સાધનછે'

'દેશમાં સૈનિક કેળવણીના અધિક પ્રચાર, એજ દેશની સ્વતંત્ર વિજય પતાકા છે.'

'વારૂ, ધનની અભિવૃદ્ધિ શાથી થાય?'

'વ્યાપાર, ખેતી અને કળા હુન્નર પ્રચારથી.'

'જગદેવ! ધન્ય છે! તમારાથી હું બહુજ સંતુસ્ટ છું' એ પ્રમાણે વાતચીત થઇ રહ્યા પછી સમય થઈ જવાથી મહારાજા અંતઃપુરમાં ગયા અને જગદેવ પોતાને સ્થાને ગયો.

# પ્રકરણ ૧૦ મું.

## આખા કુંટુંબના પ્રાણોની આહુતિ.

રાત્રીના દશ વાગ્યાનો સમય આવ્યો છે. શ્રાવણ માસની અંધારી રાત જામી રહી છે. વર્ષા જોર શોર વરસી રહી છે. વીજળીના ચમકારા થઈ રહ્યા છે એ સમયે માહારાજા સિદ્ધરાજ ખાનગી દરબાર ભરી બેઠા છે. નૃત્યકર નારીયો હવણાજ ત્યાં કરી નૃત્યો કરી પોતાને સ્થાને ગઇ છે તેમના ગયા પછી માહારાજા સિદ્ધરાજ પો-

તાના પ્રધાન મંત્રીઓ અને જગદેવ સાથે રાજ્ય પ્રકરણીય વિષયોની ચર્ચા ચલાવી રહયા છે ચર્ચાની પુર્ણાહુતિ થતા થતામાં બાર વાગ્યા એવામાં મહારાજશ્રીના કર્ણે બે પ્રકારના અવાજ પડયા એક અવાજ કોઇ સ્ત્રી બહુજ વિલાપ કરતી હોય તેવો સંભળાતો હતો, અને બીજો, કોઈ સ્ત્રી બહુજ હાસ્ય કરતી હોય તેવો સંભળાતો હતો, આ બે પ્રકારના જુદા જુદા અવાજો એક સાથે સાંભળતાં માહારાજાને બહુ વિસ્મય થયો અને તેમણે જગદેવને પુછ્યું—

'જગદેવ ! આ સ્ત્રીનો અવાજ ક્યાંથી આવે છે? જાણે કે એક સ્ત્રી મહારૂદંન કરતી હોય અને બીજી હસતી હોય તેવો અવાજ આવે છે, સાંભળી મને બહુ આશ્ચર્ય લાગે છે માટે તમે ત્યાં જઇ તેમના હસવાનું અને રડવાનું કારણ પૂછી મને સવારમાં દરબાર વખતે ખબર આપો--

'પ્રધાનજી ! તમે પણ તેનો તપાસ કરી પ્રાતઃકાળે મને ખબર આપજો.

એ પ્રમાણે આજ્ઞા કરી માહારાજા સિદ્ધરાજ ત્યાંથી ઉઠયા એટલે સર્વ મંડળ તેમની સાથે ઉભું થયું, માહારાજાની આજ્ઞા લઇ જગદેવ તે સ્ત્રીઓની તપાસ માટે સ્મશાન ભુમિ તરફ ગયો. માહારાજા સિદ્ધરાજ પણ અંધાર પછેડો ઓઢી જગદેવનું પરાક્રમ જોવા તેની પાછળ પાછળ ગયો. જગદેવ જ્યાં સ્મશાન ભુમિ આગળ આવી પહોંચ્યો ત્યાં તેણે એક દેવીને હસતી જોઇ, અને બીજીને રૂદંન કરતી જોઇ જગદેવ હસતી દેવીની પાસે જઈ તેને અભિવંદન કરી બોલ્યો—

'હે દેવિ ! આપ આટલાં બધાં શા સારૂ હશો છો તેનુ કૃપા કરી કારણુ કહેશો !

'જગદેવ ! અમે તને ઓળખીયે છીયે, પરંતુ એનું કારણુ તારે પૂછવામાં કંઈ સાર નથી કારણ કે તેથી તારા જીવનું નુકશાન થશે.'

'માતુશ્રી ! હું મરવાથી જરા પણુ ડરતો નથી, મારા સ્વામિ સિધરાજની તમો શા સારૂ હસો છો અને રૂદંન કરો છો? તે જાણવા મને આજ્ઞા થઈ છે માટે તેનું કારણુ જણાવશો, સ્વામિની આજ્ઞા પાળવા જતાં આ દેહ પડી જાય તો તેની મને દરકાર

નથી કારણ કે આ દેહ એમના અન્નથીજ બનેલો છે.

'જગદેવ! ત્હારે જાણવાની ઇચ્છાજ છે તો સાંભળ. હું હસુછું એટલાજ માટે કે જગદેવ, સિધરાજ જેવા ગુર્જરપતિનું આવતી કાલ ચઢતે પહોરે મરણ નીપજવાનું છે, તેથી તેના રૂધીરનું પાન કરવાની કાલે ગમત પડશે માટે મને હસવું આવે છે; જગદેવે કહ્યું—

'અરરર! માતુશ્રી! એ તો બહુજ ત્રાસજનક કહેવાય?

'પણ દેવિ! આપ રૂદન શા માટે કરો છો?

'જગદેવ? સાંભળ. સિધરાજ જયસિંહ કાલ ખપરમાં સેવાથી આખી ગુર્જર પ્રજા બીચારી રંડાશે શીર પડકી પટકી રૂદન કરશે. ઝુરી મરશે. તે બીચારીના દુખનો કોઇ નીવારણ કરનાર રહેશે નહિ. બીચારી અનાથ થશે, કહેવત છે કે—હજારો ગરીબ મરજો પણ ગરીબનો પાલનહાર જીવજો. એ ખોટું નથી. માટે મ્હને તેમના દુખપર રડવું આવે છે."

'માતુશ્રી! આપનું કહેવું યથાર્થ છે. કારણ કે માહારાજા સિદ્ધરાજ પ્રજાપાળ, દયાળુ ધર્મવાન અને નીતિવાન છે. પોતાની પ્રજાને પોતાના સંતાનોની પેઠે પાળી પોષી ઉછેરી તેમનું રક્ષણ કરે છે માટે એવા ધર્માત્મા ગુર્જરપતિનું મરણ થતાં આખા ગુજરાત દેશમાં હાહાકાર થઇ જાય, ત્રાસ વરતાઇ જાય, અને સર્વ સ્થળે દુખ દુખને દુખજ અવલોકવામાં આવે માટે હે! માતુશ્રી! તેમના પ્રાણની કોઇ પણ રીતે રક્ષા થાય એવો આપના આ બાળક જગદેવને માર્ગ બતાવો.

હસતી દેવી—'જગદેવ! એ માર્ગ જાણુતા પણ ત્હારાથી કંઈ થઇ શકવાનું નથી માટે એ વાત પડતી મુક, અને તું તારે અહિંથી ચાલ્યો જા.

જગદેવ—'માતુશ્રી! મારા પ્રાંણ જાય તો ભલે પણ જાણ્યા સિવાય તો હું અહિંથી નહિ જાઉં કારણ કે ગુર્જરપતિનું હું અન્ન ખાઉં છું. તે મારે હલાલ કરવું જ જોઇયે એ મારો ક્ષત્રીયનો ધર્મ છે.

સિદ્ધરાજ અંધાર પછેડો ઓઢી આ સઘળું સાંભળી રહયો હતો તે મન સાથે બોલવા લાગ્યો– શાબાશ છે ક્ષત્રીયપુત્ર શાબાસ! ધન્ય છે તારા કુળને! નિમકહલાલ નોકર મળે તો તારા જેવા જ

મળજો એટલું બોલી એ શાંત પડયો અને આગળ શું હકિકત બને છે તે સાંભળવા લાગ્યો એવામાં હસતી દેવી બોલી.

'જગદેવ! એમજ છે તો તું તારા સ્વામિ સિધરાજને બચાવવા માગતો હોય તો તારા પ્રાણ અમને સમર્પણ કર, એટલે સિધરાજને અમે જીવતો મુકીશું.

'આહા! માતુશ્રી! એવું મારૂં કયાંથી સદભાગ્ય! કે માલીકના માટે પ્રાણ અર્પણ કરવાનો અમૂલ્ય અવસર મારા ભાગ્ય સુધી આવે!

'માતુશ્રી! આ જગતમાં એજ સેવકનું જીવતું શોભાયમાન છે કે પોતાના માલીકને ( શેઠને ) આપત્કાળે પોતાના પ્રાણની ભેટ કરે! મારા પુર્વના કોઇ પુન્યે કરીનેજ મને આવી ઉત્તમ તક મળી તે ઉત્તમ તકયે જો હું ખોઇ બેસુ તો મારા જેવો આ સંસારમાં કોઇપણ કમનસીબ પ્રાણી ન કહેવાય! જુઓ! સત્ય માટે હરિચન્દ્ર રાજાએ શું શું નથી સહન કર્યું? હું પણ એમના વંશનોજ છું. જુઓ ધર્મ માટે યુધિષ્ઠિરે ( ધર્મરાજે ) શું શું નથી સહન કર્યું? હું પણ એમનોજ અનુયાયી છું. જુઓ પરદુખ ભંજન વિક્રમ અને ભોજે પ્રજા જનના દુખ ટાળવા માટે શું શું કષ્ટ પોતાના અગપર નથી વ્હોરી લીધાં? હું પણ તેમના વંશનોજ છું. પુજ્ય માતુશ્રી! પૂર્વે જે જે મહાન પુરૂષો થઇ ગયા તે તેમના મહાન પરાક્રમોથીજ અમર થઇ ગયા, ત્યારે મ્હારે પણ આવેલી આ અમૂલ્ય તક શા માટે નિષ્ફળ જવા દેવી!'

'મહારાજા સિધરાજ કે જેઓ મને અપુર્વ પ્રેમથી ચ્હાય છે મન માનતો પગાર આપે છે. એક બાજુ આખા સૈન્યનો પગાર અને બીજી બાજુ મ્હારા એકલાનો પગાર. માતુશ્રી! આટલો ભારે પગાર લેવાનું કારણ શું? માત્ર આપત્કાળે તેમને સંપુર્ણ સહાય આપવા માટે. મરણથી અધિક આવી બીજી કઇ મ્હોટી આફત તેમનાપર આવવાની હતી? માટે તેમના અન્ન, જળથી જીવતા આ પ્રાણને પણ તેમના કાર્યાર્થે સમર્પિત કરી અક્ષય કીર્તી સંપાદન કરવાનો આ અતુલ્ય વખત છે. મારાપર જે સામંત લોકો તથા પ્રધાન વિગેરે મને ભારે પગાર મળવાથી મારી ઇર્ષા કરે છે અને માહારાજશ્રીના વખતો વખત કાન ભરે છે તેઓ પણ આ બનાવથી

શાંત થઇ જશે, અને મારી પાછળ કોઈ વીર પુરૂષ પણ મારો દાખલો લઈ પોતાનું જીવન સફળ કરશે.'

એમ કહિ જગદેવ એકદમ મ્યાનમાંથી તરવાર બહાર કાઢી પોતાના શીર પર મારવા જાય છે એટલામાં રડતી દેવીયે તેનો હાથ પકડી—

'જગદેવ! ઉભો રહે! જરા થોભ!'

'કેમ માતુશ્રી! શા માટે હવે અટકાવો છો? આપે કહ્યું કે–તારા પ્રાણ અર્પતો સિદ્ધરાજના પ્રાણ બચે માટે હવે આપ મને રોકો એ ઠીક નહિ

રડતીદેવી—જગદેવ! તું તારી સ્ત્રીની પ્રથમ રજા લઇ આવ.

જગદેવ—માતુશ્રી! રજા લેવાની હું કાંઈ જરૂર જોતો નથી.

રડતીદેવી—ના તે ત્હારો પ્રાણ ભોગ અમારે કામ ન આવે કારણ કે ત્હારી સ્ત્રી અને છોકરાં ત્હારી પાછળ ટળવળે અને અમારે એ જોવું પડે, એ ભોગ અમારે કામનો નહિ માટે જા તેમની રજા લઇ જલદી પાછો આવ, જો બે કલાકની અંદર આવીશ તો અમે ત્હારો ભોગ ગ્રહણ કરીશું નહિ તો પછી કામ નહી આવે.

'બહુ સારૂ માતુશ્રી! એટલું કહી જગદેવ ત્યાંથી વિદાય થયો, સિદ્ધરાજ પણ તેની સ્તુતિ કરતો ત્હેની પાછળ ગયો.

વીરમતિ આ વખતે પ્રાણનાથની રાહ જોતી બેઠી હતી. નિદ્રા કોણ જાણે આજ શા કારણથી ત્હેની જતી રહી હતી થોડીવાર ત્હેને પોતાના માત પિતા સાંભર્યા. તે પછી વળી પાછી ફીકર થઇ કે હજુ સુધી આજ સ્વામીનાથ કેમ પધાર્યા નહિ? સામંતો એમના પર રીસે બળે છે તેથી તેમની સાથે તો એમને કંઈ બોલાચાલી નહિ થઇ હોય? કે વખતે મહારાજશ્રીને એ લોકોયે ભંભેર્યા હોય તેથી તેમણે તો કાંઇ એમને કહ્યું નહિ હોય? અરે! વળી આજ મ્હારી આ જમણી અને ડાબી બેઉ આંખો વારંવાર કેમ ફરકે છે? મ્હારો જીવ પણ કોણ જાણે આજ શાથી ચણચણ થયાં કરે છે? વારૂ, ત્યારે પ્રાણનાથને બોલાવવા કોઇને મોકલું? ના, પરંતુ તે તો તેમણે મના કરી છે. કાંઈ નહિ હમણા આવશે. રાજ્ય કાર્યને લીધે વખતે મોડું પણ થાય મહારાજશ્રી સામંતોની શીખવણીયે ચડે એવા નથી, તેમજ એમનો સ્વભાવ પણ વીના કારણ કોઈ સાથે બોલ

વાનો નથી. એતો મહારાજશ્રી સાથે કંઇક રાજ્ય પ્રકરણીય ખાનગી વાતો કરતા હશે.' એ પ્રમાણે વિચાર પ્રવાહમાં વહેતાં તેણે પોતાની દાસીને પુછ્યું.

'કેમ દાસી! આજ પ્રાણપતિને પધારનાં કંઇક વિલંબ થયો ખરૂં?'

'હા બાઈ સાહેબ! પણ હવે પધારવા જોઇયે મહારાજશ્રીનાં એમની સાથે એવો પ્રેમ બંધાઇ ગયો છે કે—ઘડી પણ તેમને અળગા રહેવા દેતા નથી પ્રધાનજી તો એમનાપર ઘણાય કટકટે છે પણ મહારાજશ્રીની મહેરબાની એટલે કંઈ કહી શકાતું નથી.' આ પ્રમાણે વારતા ચાલે છે એવામાં જગદેવ ત્યાં આવી પહોંચ્યો.

જગદેવને મોડી રાત્રે આવેલો જાણી વીરમતિને અચંબો થયો કે, આજ આટલું કેમ મોડું થયું હશે? પરંતુ મનથીજ સમાધાન થયું રાજકાર્ય પ્રસંગને લીધે વખતે વીલંબ થયો હશે તેથી તેણે જગદેવને કંઇ પૂછ્યું નહિ, પરંતુ જગદેવની મુખાકૃતિ જુદાજ ભાસમાં જોઇ વીરમતિ બોલી—

'સ્વામિનાથ! આજ આપની મુખમુદ્રાપર કંઇક નવીનજ પ્રકારનો ભાસ મને માલુમ પડે છે, કહોને શી નવા જુની હકિકત છે?'

'પ્રિયા! એક ઉત્તમ અવસર આપણા સદભાગ્યથી આપણને પ્રાપ્ત થયો છે કે જેથી આપણી જગતમાં અવિચળ કીર્તિ જામે.'

'પ્રાણનાથ! કહો તો ખરા એવી શી બાબત બની છે?'

જગદેવે જે પ્રમાણે હકિકત બની હતી તે સઘળી પ્રથમથી તે આખર સુધી વીરમતીને કહી સંભળાવી આ સાંભળી વીરમતિ બોલી.

'પ્રાણનાથ! આપ સત્ય કહો છો આવો ઉતમ અવસર ફરીવાર મળવો દુર્લભજ છે, માટે નામ અમર કરવાનો આ વખત છે. પ્રાણનાથ! હું પણ આપની સાથેજ મારા પ્રાણ પણ સમર્પિત કરીશ કારણ કે સતિને પતિ ગયા પછી જીવવું વૃથા છે માટે હું પણ આપની સાથેજ આવીશ. આ ભવમાં પણ આપણે સાથે અને બીજા ભવમાં પણ આપણે સાથેજ.

'વારૂ! તમારી એવીજ ઇચ્છા છે તો ભલે ચાલો પણ

મ્હારૂં એમ કહેવું છે આપણુ આ અજીતસિંહ અને કેદારસિંહ બે પુત્રો છે તેમને ઉછેરી મોટા કરો મ્હારા એકલાજના પ્રાણુભોગથી જ્યારે માહારાજા બચે તો પછી તમારા પ્રાણુનો ભોગ આપવાની શી જરૂર છે ? '

જગદેવનું આ પ્રમાણે બોલવું સાંભળી બંને પુત્રો એક સાથે મ્હોટે અવાજે બોલી ઉઠયા-

' પિતાશ્રી ! અમે આપના પુત્રોપણુ શુરવીરજ છીએ. અમારા આ પ્રાણુ એમને બળીદાનમાં આપશું, વળી આપ પિતાશ્રી અને માતુશ્રી સીધાવો પછી અમારે પણુ જીવીને શું, કરવું, જયાં પિતા ત્યાં તેમના પુત્રો પણુ સેવામાટે જોઇયેજ માટે અમે પણુ સાથેજ આવવાના.

આ સાંભળી જગદેવે કહ્યું-

' શાબાશ બેટાઓ શાબાશ ! તમે પણુ મ્હારૂં નામ દિપાવ્યુંજ, વારૂ, તમારી પણુ ઇચ્છા હોયતો ચાલો. દુનિયામાં અમર કીર્તિ અમર નામ રહી જશે.' વીરમતિ બોલી-

' સિંહના બચ્ચાં સિંહજેવાજ હોય. પ્રાણુનાથ ! એમની ઇચ્છા હોયતો એમને પણુ સાથે લઇ લ્યો આપણે સઘળાં સ્વામિ ભકિતમાં સર્વના પ્રાણોનું બલીદાન આપીયે-

આ સાંભળી સિદ્ધરાજની અજાયબીનો પાર રહ્યો નહિ. અને તે મન સથે કહેવા લાગ્યો કે ' આહા ! જગદેવ ! ધન્ય છે ! જે રાજ્ય ત્હારા જેવા અમીરોથી અલંકૃત છે તે રાજ્યની સદા ચઢતીજછે ત્હને જે ભારે પગાર હું આપતો હતો તે ત્હારી આ નિમક હલાલ નોકરી કરતાં કોઇ અંશે વધે એમ નથી જે માતાની કુંખથી ત્હારો જન્મ થયો છે તે માતાને પણુ ધન્ય છે, મ્હારી આખી રીયાસત ( રાજસ્થાન ) માં ત્હારા જેવો વીર ભાગ્યેજ હશે. જગદેવ ! ત્હારામાં કેટલી સર્વોત્કૃષ્ટતા છે ત્હેનો આબેહુબ અનુભવ મને આજજ થયો. હું ત્હારી પાછળ આવ્યો તે પણુ બહુ ઉચિતજ થયું, કારણુકે ત્હારી ઇર્ષા કરવાવાળા બીજા અમીરોની વાતોમાં હવે હું ફસાઇશ નહિ. અરે ! પણુ જગદેવ ! ત્હને હુંશું ધન્યવાદ આપુ ! ત્હારા કરતાં વીરમતિ વિશેષ ધન્યવાદને પાત્ર છે કારણુકે પુરૂષોમાં શુરવીરતા હોય છે. પરંતું સર્વ સ્ત્રીયોમાં પુરૂષના જેટલી શુરવીરતા

જોવામાં આવતી નથી, છતાં ત્હારા ઉચ્ચ વિચારને કેટલેઅંશે પુસ્ટ કરે છે એટલુંજ નહિ પરંતુ પોતાના પ્રાણનો ભોગ આપવા પણ અત્યાતુરછે ! વીરમતિ ! ધન્યછે ત્હારા જેવી ક્ષત્રાણીયોની હવે કાળ ક્રમે આ ગુર્જર પ્રદેશમાં ખોટ પડતી જાય છે. '

' વીરમતિ ? અરે ? ત્હને પણ એટલે અંશે હું શું ધન્યવાદ આપું ? ત્હારા કુમારો બાળ હોવા છતાં શું કહે છે ?–

પિતાશ્રી ! અમે આપના પુત્રોપણ શુરવીરજ છીએ. અમારા આ પ્રાણો અન્નદાતાશ્રી સિદ્ધરાજ જયસિંહનાજ છે. માટે અમે પણ અમારા પ્રાણો એમની રક્ષામાટે એમનેજ સમર્પણ કરીશું.'

' શાબાશ ! તમારા જેવા વીરપુત્રો આ ગુર્જર ભૂમિપર અધિકાંશે ત્યારેજ પ્રકાશશે ત્યારેજ આ દેશ રિદ્ધિ સિદ્ધિયોથી છલ્લા છલ્લ થશે પુત્રો ! તમને સહસ્ત્રોવાર ધન્યવાદ ઘટે છે ! આહા ! કેટલું આશ્ચર્યક તમે આ કુમળી વયમાંથીજ, ક્ષત્રીયોનું શું કર્ત્તવ્ય ? એ યથાર્થ જાણો છો અને શૌર્ય, સ્વામિભક્તિ અને સમજણથી પ્રવાહિત છો. '

' આહા ! આમાં હું કોને ધન્યવાદ આપું ! પરંતુ કુમારો તો સંપૂર્ણ ધન્યવાદને પાત્રજ છે કે–આટલી કુમળી વયમાંથી તેમના શૌર્ય, સ્વામિ ભક્તિ, અને સમજણ છે ?

જગદેવ વીરમતી અને પોતાના બે બાળકો અજીતસિંહ અને કેદારસિંહને લઇ તે દેવીયો પાસે જઇ પહોંચ્યો, મહારાજા સિધરાજ પણ તેની પછવાડે પછવાડે ગયો, જગદેવ દેવીયો પાસે જઈ તેમને નમન કરી બોલ્યો.

' માતુશ્રી ! આપનો પુત્ર જગદેવ તેની સ્ત્રી વીરમતિ અને તેના બે બાળકો સહિત, સર્વના પ્રાણ ભોગ અર્પવા તત્પર થઈ ઉભો છે તો તેમના પ્રાણના ભોગનો કૃપા કરી સત્કાર કરો અને ગુર્જરપતિને ગુરજર પ્રજાના રક્ષણાર્થે દીરઘાયુષી કરો.

દેવીયો—જગદેવ ! તમારા પુત્રોના પ્રાણ–ભોગ આપવાની જરૂર નથી ફક્ત તારા એકલાનાજ પ્રાણ–ભોગની જરૂર છે. '

પુત્રો—માતુશ્રી ! અમારા માવીક સરદાર સિધરાજ જયસિંહથી અમારા પ્રાણ અમને વ્હાલા નથી. વળી અમારા જ્યાં માતા પિતા તથા અમે તેમના પુત્રો પણ તેમની સેવા માટે પણ સાથેજ.

માટે પહેલા અમારા પ્રાણોનું બળીદાન લઇ પછી અમારા માતાપિતાના પ્રાણોનું બળિદાન લ્યો.

દેવિયો—પુત્રો શાબાશ છે તમને! શુરવીર અને શુધ્ધ ક્ષત્રિય પુત્રો છો તમે હજુ બાળક છો, શત જીવો અને દુનિયામાં શુરવીરતાના કામો કરી અક્ષય કીરતિ મેળવી અમર થાવ. વીરમતિ! તું આ બાળકોની સંભાળ રાખજે. તારા પ્રાણુની પણ જરૂર નથી, ફક્ત એકલો જગદેવનો પ્રાણજ સિધરાજના પ્રાણુની રક્ષા માટે બસ છે.'

વીરમતિ—'માતુશ્રી! પતિના સીધાવ્યા પછી હું જીવીને શું કરૂં? સરવ ઘરથીજ નિશ્ચય કરીનેજ આવ્યા છીએ માટે અમ સર્વના પ્રાણોના ભોગનો સ્વીકાર કરે.

દેવિયો—વારૂ તમ સર્વની એમજ ઇચ્છા છે તો ચાલો એમજ કરો.

આ શાંભળી ચારે જણાએ તરવારો મ્યાનમાંથી કાઢી પોતાના શીષ ઉતારવા જાય છે એટલામાં સિદ્ધરાજ આગળ આવી—

'સબુર! સબુર! પ્રાણનો ભોગ આપનાર ખરો હકદાર સિદ્ધરાજ હાજર છે. માતુશ્રી હું સિદ્ધરાજ આપની સમક્ષ હાજર થયો છું. મ્હારા પ્રાણુના ભોગનો સતકાર કરી એ ચારેયને મુકત કરો.

દેવિયો—જગદેવ! સબુર કરો સિદ્ધરાજ પોતાનો પ્રાણુ આપવા ખુશી છો જગદેવ! અમે ત્હારી સ્વામિ ભક્તિ જોઈ ત્હારાપર પ્રસન્ન થયાં છીયે માટે કંઇ વર માગ જગદેવે ઉત્તર આપ્યો.

'માતુશ્રી! બીજું હું શું માગુ? આખી ગુજરાતને પાળનાર જીવાડનાર અમારા ગુર્જર પતિ સિદ્ધરાજને દિર્ઘાયુષી કરો. એજ અમે સર્વ આપની પાસે માગીયે છીયે.

દેવિયો—બેટા! જગદેવ! તથાસ્તુ એટલું બોલતાંજ દેવિયો અંતર્ધ્યાન થઇ. અને જગદેવ, સિદ્ધરાજ, વીરમતિ, ત્હેના પુત્રો વગેરે પોતાના મુકામ તરફ વળ્યાં. માર્ગમાં સિધરાજે, જગદેવને, વીરમતિને, અને, ત્હેના બે પુત્રોને ધન્યવાદ આપ્યો અને પોતાના પ્રાણુ બચાવ્યા માટે તેમનો આભાર માન્યો. પ્રાતઃકાળમાં દરબારમાં આવવાની જગદેવને, સૂચના કરી સિદ્ધરાજ તેમનાથી વિછુટો પડયો અને પોતાના મ્હેલો જઇ નિદ્રાવશ થયો.

બીજે દિવસે માહારાજા સિદ્ધરાજ જ્યસિંહ દરબાર ભરી બેઠા છે સામંત પ્રધાન સેનાપતિ અને વિગેરે સૌ પોત પોતાના દરજ્જા પ્રમાણે પોત પોતાની જગોએ બેઠા છે દરબારીયો માહારાજા પાછળ ઉભા છે એવામાં માહારાજાએ પ્રધાનને પૂછ્યુ—

'કેમ પ્રધાનજી! ગયે કાલ રાત્રે જે બે સ્રીયોમાંથી એક હસ્તી હતી અને બીજી રૂદન કરતી હતી એ વિશે તમે શું તપાસ કરી ખબર લાવ્યા?'

'માહારાજશ્રી! આપની આજ્ઞા થતાંજ તેજ વખતે હું તથા આપનો આદરબારી કાનજી બેઉ સ્મસાન ભુમિયે ગયા અને ત્યાં તપાસ કર્યો તો કોઇ પરદેશી દુશ્મન લોકો ત્યાં ઉતર્યા હતા તેમની સાથે કેટલીક સ્ત્રી હતી તેમાંથી કેટલી એક હસતી હતી અને કેટલી એક ગાતી હતી, અમે જઇ તેમને ધમકી આપી અને ત્યાંથી તે સર્વને એકદંમ નીકળી જવા હુકમ આપ્યો; કારણ કે તેમને જેતાંજ અમને ભય લાગ્યો કે જો તેઓ અહીં રહેશે તો આપણા નગરની પ્રજાને કાંઇને કાંઈ હરકત કરશે તેથી દમભેર પુરેપુરી ધમકી આપી ત્યાંથી તેમને નીકાલી દીધા. કેમ કાનજી! એજ હકીકત છે ને?' કાનજીએ ઉત્તર આપ્યો—

'હા પૃથ્વીનાથ! પ્રધાનજી કહે છે તે અક્ષરે અક્ષર સાચુછે,

'અને જગદેવ તમારી શાથે નહોતા આવ્યા?"

'નારે સાહેબ એવા અંધારામાં અને વળી વરસાદની ઝાડીમાં જગદેવજીથી તો ક્યાંથી આવીજ શકાય? એતો નીરાંતે ઘેર જઇ ઉંઘતા હતા.'

'કેમ પ્રધાનજી કાનો કહે છે તે ખરીવાત છે?'

'હા માહારાજ! એજ પ્રમાણે હકિકત છે?' આ સાંભળી માહારાજાને અતિક્રોધ ચઢયો અને પ્રધાનજીને કહેવા લાગ્યા—

'પ્રધાનજી! શરમ છે તમને કે આવા પ્રધાનની જગો પર તમે હોવા છતાં છેક આવું હડ હડતું જુઠું બોલી તમે સાચા નિમકહલાલ બનો છો અને જગદેવને નિમકહરાંમ બનાવો છો! સારૂં થયું કે મેં જાતે જઇ એ બાબતની તપાસ કરી નહિ તો તમે સઘળાએ આ જગદેવ કુમારને ખરેખર જૂઠોજ પાડત.'

'પ્રધાનજી! મારા રાજ્યની પ્રજાને પણ આવી રીતે તમે

છેતરતા હશો અને તેમનાપર જુલમ ગુજારતા હશો એવું આ ઉ-પરથી સિધ્ધ થાય છે. આ ગુન્હા બદલ તમને વિશેષ સજા નહિ કરતાં મારા પ્રધાનની જગોપરથી બરતરફ કરૂંછું.'

'જગદેવ કુમાર! ધન્ય છે તમારી સ્વામિભક્તિને કે તમે મારા પ્રાણની રક્ષા માટે તમારૂં મસ્તક આપવા તૈયાર થયા! અને વિશેષ ધન્યવાદ ઘટે છે તમારી સ્ત્રી અને તમારા બે મુગ્ધ કુમારોને કે તેઓ પણ મારા પ્રાણની રક્ષા માટે તેમના પ્રાણનું દેવિયોને બ-લિદાન આપવા ઉમંગભેર તૈયાર થયા! જગદેવ! તમારા જેવા શુધ્ધ ક્ષત્રીયોથી, વીરમતિ જેવી સતિયોથીજ આ સૃષ્ટિ સ્થિર થઇ ટકી રહી છે' 'જગદેવ! તમે ખરેખર એક શુરવીર ક્ષત્રીય રાજપુત્ર છો. ધારાપતિ ઉદયાદીત્યના કુમાર છો. હું તમારાપર પ્રસન થઇ મારી પુત્રી પ્રેમચંદ્રિકાનું તમારી સાથે લગ્ન કરી આનંદ પામુછું.'

'માહારાજશ્રી! આપનો મહાન આભારી છું.'

'પ્રધાનજી! તમને જોઇ મને કાળ વ્યાપે છે તમને હું શું શિક્ષા કરૂ? એ મને સુઝતું નથી.

'રાજપુત્ર જગદેવ! તમારાપર હું બહુજ પ્રસન્ન થયો છું ઇચ્છા થાય તે કંઈ માગી લ્યો—'

'માહારાજશ્રી! આપ મને માગવાનું ફરમાવો છો તો હુ એટલુંજ માગુ છું કે આ વખતના માટે પ્રધાનજીને તેમની કસુર બદલ માફ કરો. હવેથી તેઓ આવી ભુલ કદાપિ નહિ કરે.'

'જગદેવ! તમે કહો છો ત્યારે હું તેમને તેમની ભુલ માટે માફી આપુંછું.

એ પ્રમાણે કચેરીનું કાર્ય આટોપી લઇ જગદેવે તથા સિ-દ્ધરાજે કેટલોક વખત સુધી રાજ્ય કાર્ય વિશેની વાતો કર્યા કરી.

એક દિવસ જગદેવ પોતાની નવી પત્નિ પ્રેમ ચંદ્રિકાનું સાથે વાર્તા વિનોદ કરે છે એવામાં એકાએક કંઈક બાબત સાંભરી આ-વવાથી પ્રેમ ચંદ્રિકાનું મુખ પડી ગયું આ જોઇ જગદેવે કહ્યુ'

'પ્રિયા! આપનું મુખ એકાએક શાથી પડી ગયું! મ્હારા છતાં આપને શોકનો વિષય છે! આપના હૃદયમાં જે ગુપ્ત દુઃખ હોય તે મ્હને સત્વર જણાવો કારણકે તમારી આ સ્થિતિ જોઇ મ્હને દુખ થાય છે માટે મ્હારાથી કંઇ પણ ગુપ્ત ન રાખતાં, ત

મારા શોકનું કારણ મ્હને દર્શાવો.'

આ સાંભળી પ્રેમચંદ્રિકાયે કહ્યું સ્વામિનાથ ! એ વાત કંઇ કહેવા જેવી નથી, કારણકે એ દુઃખ દુર થવું અતિ કઠિન છે છતાં પણ આપની આજ્ઞાજ છે તો તે હું આપને દર્શાવું છું—

'મ્હારી જાડેજી માતા છે તેમની પાસે રાત્રીના વખતે કાળ ભૈરવ આવે છે તે મ્હારા પિતાશ્રીને અત્યંત દુઃખ આપે છે કોઈ પણ પ્રકારે એનો નાશ થતો નથી, અને તેથી કરીને મારાં માતા પિતા દિન પ્રતિદિન દુર્બલ થતાં જાય છે. કાળભૈરવને કોઇ જીતી શકે એમ નથી, તેથી શોકમાંને શોકમાં તેઓ અમુઝાય છે અને કોઇને વાત કરી શકતાં નથી. નાથ ! મ્હારા માતાપિતાનું દુખ અત્યારે મ્હને સાંભરી આવવાથી મ્હારૂં મુખ ઉતરી ગયું- '

વ્હાલી ! કંઇ પણ ફીકર રાખશો નહિ. આ પ્રાણ આપના પિતાની સેવા માટેજ છે અને પ્રાતઃકાળે હું આપના પિતાની હજુરમાં જઇશ ત્યારે ખાનગીમાં એ વિષય યુકિતસર કાઢીશ, અને ઇશ્વર કૃપાયે આપના પિતાનું દુખ ટાળીશ ધર્મોજય અને પાપોક્ષય એ કહેવત પ્રમાણે આખરે ધર્મનો જયજ થશે. કાળભૈરવે પાપી પગલું ભર્યું છે તો પરમાત્મા મ્હારા તરફથીજ ત્હેને ઘટતી સજાયે પહોંચાડશે, એ નક્કી સમજજો માટે હવે એ વિશે સઘળો શોક મુકી દયો.'

બીજે દિવસે પ્રાતઃકાળે જગદેવ મહારાજશ્રીની હજુરમાં ગયો અને એમને દિન પ્રતિદિન શરીરે કૃશ થતા જોઈ પુછયું-

'નૃપવર્ય ! આપનું શરીર મને દિવસે દિવશે કૃશ થતું કેમ ભાસે છે ? માટે તેનું જે કાંઇ કારણ હોય તે આપ આ સેવકને દર્શાવશો.'

આ સાંભળી મહારાજાએ ઉત્તર આપ્યો-

'જગદેવ ! મારૂં દુઃખ અનિવાર્ય છે તે તારાથી નીવારી શકાય તેમ નથી '

'પરંતુ મહારાજશ્રી ! પ્રકાશ તો કરો, એવું શું દુઃખ છે?'

'મને શું દુઃખ છે એ તારે જાણવાજ ઇચ્છા હોય તો આજ તું મારા અંતઃપુરમાં આવી ગુપ્ત રહી રાત્રી ગાળજે. રાત્રી વખતે શું શું, બનાવ બને છે ? તે તું જોઇશ, એટલે તને મારા દુઃખની જાણ થશે.'

એ પ્રમાણે વાતચિત થઇ રહ્યા પછી, જગદેવ તે રાત્રીયે શસ્ત્રસજી સિદ્ધરાજ મહારાજાના અંતઃપુરમાં ગયો અને ગુપ્તસ્થાને છુપાઇ રહી, રાત્રીયે શું શું બને છે? તે જોતો બેઠો.

મહારાજા સિદ્ધરાજ એક સુંદર શયન પલંગમાં પોતાની જાડેજી રાણી સાથે સુતા છે તેવામાં જ્યાં રાત્રીના બાર વાગ્યાનો સુમાર થયો તેવામાં કાળ ભેરવ ભયાનક સ્વરૂપ ધરી ત્યાં આવ્યો. આવતાંજ રાજાનો હાથ પકડી તેને જમીનપર પછાડયો અને જાડેજી રાણી સાથે પલંગપર સુતો.

જગદેવથી આ ત્રાશજનક દેખાવ વિશેષ સમય જોઇ શકાયો નહિ, તેથી તે પોતાના ઇષ્ટનું સ્મરણ કરી તે કાળભેરવની નીકટ આવ્યો, અને તેહેનો હાથ ખેંચી પલંગપરથી નીચે ગબડાવી પાડયો. બેઉ વચ્ચે ઘણી વારલગી બથમબથા ચાલી થોડીવાર કાળભેરવને નીચે દઇ પોતે તેનાપર સ્વાર થાય તો થોડીવાર કાળભેરવ જગદેવને નીચે પાડી દઇ પોતે તેનાપર સ્વાર થાય આ પ્રમાણે કેટલીકવાર લગી બેઉ વચ્ચે યુધ ચાલ્યું જેમ જેમ વખત જતો ગયો તેમ કાળભેરવનું બળ કમી થતું ગયું અને આખર જગદેવની જીત થઇ. કાળભેરવે જગદેવ પાસે ક્ષમા માગી અને પોતાને છુટો કરવા માગણી કરી જગદેવે, મહારાજા સિધરાજના અંતઃપુરમાં હવે પછી કોઇપણ દિવસે ન પ્રવેશવા કાળભેરવ પાસે સખ્ત પ્રતિજ્ઞા લેવડાવી, પછી તેને બંધમાંથી મુકત કરયો મનુસ્યથી ન થઇ શકે એવું પરાક્રમ કરી જગદેવે પોતાને મુક્ત કર્યો તેથી મહારાજ સિધરાજ જગદેવનો આભાર માની, તેને સંપુર્ણ પ્રેમથી ચાહવા લાગ્યો.

જગદેવ! ધન્યછે તને! તારૂં નામ જેણે જગદેવ પાડયુંછે તે સર્વથા યોગ્ય છે જગદેવ! સર્વ પ્રકારે તું વંદનીયજ! તારા જેવા ક્ષત્રિય વીર કુમારોના અદર્શનથીજ રંક ભારતવર્ષ પરતંત્ર અને ભીક્ષુક છે.

પોતાના માલીકરૂપે પોતાના અંતરવીશે સ્થાપેલા સિધરાજ જયસિંહના પ્રાણની રક્ષા માટે પોતાના પ્રાણ અરપણ કરે એવો મહારાજા સિધરાજના સૈન્યમાં કોઇપણ વીર યોધો અવલોકીયે તો તે માત્ર જગદેવજ હતો.

જાપાન આદિ દેશોમાં એવા ક્ષત્રિય વીરનરો પણ હાલ છે જે એએ પોતાના મસ્તકો પોતાના માલીકનેજ અરપણ કરેલાં હોય છે. ભારતવાસી જગદેવ જેવા વીરપુત્રો પુનઃ તું જ્યારે ઉપજાવીસ,ત્યારે તારી કંગાલીયત હાલત દુર અને સ્વતંત્રતાને માટે તું યોગ્ય થઈશ આજ કાલ તહારી ભૂમિપર વૈશ્ય અને શુદ્ર પુત્રોજ દષ્ટિગોચર થાય છે પરંતુ બ્રહ્મપુત્રો અને ક્ષત્રિયપુત્રોનું તો તદન અદર્શનજ છે અને જ્યાં સુધી બ્રહ્મ અને ક્ષત્રિયપુત્રોનું અદર્શન છે ત્યાં સુધી તું શિષ્યવતજછે. અસ્તુ.

આપ્રમાણે જગદેવ સિદ્ધપુરમાં મહારાજા સિદ્ધરાજ સાથે આનંદમાં દિવસ ગુજારવા લાગ્યો એવામાં ધારાનગરીથી મહારાજા ઉદયાદીત્ય તરફથી જગદેવપર ઉપરાપર કાગળ આવવા માંડયાં, તે-થી એક દિવસે મહારાજા સિદ્ધરાજને પ્રસન્ન વૃત્તિમાં જોઈ જગદેવે પોતાના સ્વદેશ જવાની રજા માગી લીધી સિધરાજે પણ ત્હેનો આ-નંદપૂર્વક સ્વીકાર કર્યો.

બીજે દિવસે જગદેવે, વીરમતિ, પ્રેમચંદ્રિકા અને બે કુમારો સાથે ધારાનગરી તરફ પ્રયાણ કર્યું અને થોડા દિવસમાં ધારા નગરી રાજ્યની સીમમાં તેઓ આવી પહોંચ્યાં.

## પ્રકરણ ૧૧ મુ.

### ધારાનગરીમાં આનંદોત્સવ.

ધારાનગરી છોડી જગદેવના વિદાય થયાપછી મહારાજા ઉદયા દીત્ય દિનરાત પુત્ર જગદેવ પાછળ શોક કરવા લાગ્યા અને એના માટે તેમણે પોતાની વાઘેલી રાણીનો પણ પરિત્યાગ કર્યો અને સોલંકીણી રાણીનેમ્હેલે જવા લાગ્યા.

એક દિવસે તેઓ પોતાના વિચાર ભુવન વિશે એકલા જ-ગદેવ માટે શોક કરવા લાગ્યા.

'વત્સ જગદેવ! ત્હારાપર જુલમ ગુજારવામાં મ્હેં બાકી રાખી નથી બે વાર મ્હેં ત્હારૂં અપમાન કર્યું. વાઘેલી રાણીની ખોટી હઠથી મ્હેં તને આપેલો શીરપાવ પાછો મંગાવી લીધો. ત્હારૂં હૃદય તેથીજ

બહુ દુખાયું અને છેવટ ત્હું મ્હારો ત્યાગ કરી ચાલી નીકળયો. અરરર ! મ્હારાથી જુદા પડતી વખતના ત્હારા માર્મિક પણ ઉપદેશરૂપ વચનો મ્હને વાર વાર સાંભળી આવે છે. વાઘેલી રાણીને વશ થઈ મ્હેં ત્હારી કીમત કરી નહિ અમૂલ્ય રત્નને પરદેશમાં ભટકતું મુકયું.અરરર? મ્હારી કેટલી નિશ્ચયતા ? મૂર્ખતા ? કે મ્હેં ત્હને અપૂર્વ કષ્ટ આપ્યું હાલમાં તો ત્હેની તરફથી બીલકુલ પત્ર પણ નથી. રણધવળમાં રાજ્ય ચલાવવાની કોઇ પણ પ્રકારે આવડ નથી ' એ પ્રમાણે વિચાર કરતો તે વાઘેલી રાણીના મ્હેલે ગયો અને ત્હેને કહેવા લાગ્યો.

'પ્રિયા ! તમે બહુજ ખોટું કર્યું કે જગદેવ જેવા શુરવીર, નીતિવાન અને બુદ્ધિવાન પુત્ર સાથે વિયોગ કરાવ્યો ! બે વાર મ્હેં ત્હેને શીરપાવ કરેલો, તે તમે હઠ કરી પાછો મંગાવી લીધો, તેથી ત્હેના સુકોમલ અંતઃકરણપર વજ્ર પ્રહાર થવા જેવું થયું, અને તે એકદમ પરદેશ ચાલી નિકળયો. જગદેવ જેવા પુત્રો આ દુનિયામાં થોડાજ થશે રાણીજી ! જગદેવ પણ રણધવલની પેઠે તમારા પુત્ર સમાનજ છે માટે ત્હેના પર તમારે દ્વેષ બુદ્ધિ રાખવી એ યોગ્ય નથી.

આ સાંભળી વાઘેલી રાણીયે ઉત્તર આપ્યો.

'એવી મ્હેં જગદેવ સાથે શું દ્વેષ બુદ્ધિ રાખી ? કે એ ગયો ત્યારથી આપ વારંવાર એની એ વાત કાઢી મને સતાવો છો ? મારો રણધવળ તમને નજ ગમતો હોયતો તમરા શુરવીર કુમાર જગદેવને બોલાવો ! તમને કોણ રોકી રહ્યું ! આપને જગદેવ છેકજ કુંમાર છે રણધવળને અને તમારે કયાં કયાં લાગે વળગે છે ?,

'બસબસ ! વાઘેલી રાણી ? મ્હે તમને બહુજ પ્રેમ અને મનથી રાખ્યાં તેનો તમે સર્વપ્રકારે દુરૂપયોગજ કર્યો અને કરો છો હું મંગરગઢ ગયો હતો તે વેળા પણ તમે અને પ્રધાનજીયે જગદેવના લગ્નબાબતમાં જે પ્રપંચ રચ્યો હતો તેમજ અહિની પ્રજાપર પણ જે જુલમ ગુજાર્યો હતો તે હવે સઘળું ધીમે ધીમે મહારા જાણવામાં આવતું જાય છે જગદેવના આવ્યા પછી હું પ્રધાનને પણ કમી કરવા ચાહું છું એટલું બોલી મહારાજા ઉદયાદીત્ય વાઘેલી રાણીથી રીસાઇ જઇ ત્યાંથી ચાલતા થયા. વાઘેલી રાણીયે ઘણીયે માફી માગી પણ તેઓ પાછા ફર્યા નહી, અને સીધા તેઓ સોલંકીણી રાણીને મહેલે ગયા.

દાસીયે મહારાજાના પધાર્યાની વધામણી આપતાંજ સોલંકીણી રાણીના હર્ષનો પાર રહ્યો નહિ અને મહારાજાને યોગ્ય આસન આપી પોતે નમન કરી સામે ઉભી રહી મહારાજાએ યોગ્ય આદરમાન આપી પોતેની પાસે બેસાડી, અને કહ્યું.

રાણીજી! મહેં તમને અને પુત્ર જગદેવને બહુજ કષ્ટ આપ્યું છે તેના માટે હું દીલગીર છું તમે કુળવાન છો તેથી હવે એ વિશે જરા પણ મનમાં આણુશો નહી. વાઘેલી રાણીની સઘળી ધુર્તતા જ્યારથી મ્હારા સાંભળવામાં આવી છે ત્યારથી મને ત્હેના તરફ અણગમો ઉત્પન્ન થયો છે. પ્રિયા! હું તમને હવે અંતઃકરણ પૂર્વક ચાહું છું પુત્ર જગદેવ તરફ પણ મ્હારો સપૂર્ણ પ્રેમ છે વાઘેલી રાણી ત્હેની બહુ ઈર્ષા કરે છે પરંતુ ત્હેનાથી હવે કંઇ થવાનું નથી, આ સાંભળી સોલંકીણી રાણીયે ઉત્તર આપ્યો— ' પ્રાણનાથ આજ ઘણી મુદતે આપની મ્હારાપર કૃપા થઇ એ મ્હારૂ હું મ્હોટું ભાગ્ય સમજુ છું પૂર્વના મ્હારા કોઇ પાપ કર્મોને લીધેજ આપની મ્હારાતરફ આટલી મુદત લગી અવકૃપા રહી.

' વારૂ, પ્રિયા! એતો ઠીક પરંતુ જગદેવ તરફની આહી આવવા સંબંધી કંઈ કાગળ આવ્યો છે!

' હા પ્રાણેશ્વર ચાર પાંચ દિવસ થયા એક કુશળ પત્ર આવ્યો છે તેમાં એણે લખ્યું છે કે હું થોડા દિવસમાં તમારી તરફ આવીશ. '

' આહા! ઘણીજ ખુશીની વાત ત્યારે તો પુત્ર જગદેવ થોડા દિવસમાં આવશેજ.

આ પ્રમાણે મહારાજા ઉદયાદીત્ય વાઘેલી રાણીનો ત્યાગ કરી સોલંકીણી રાણીને ત્યાં જવા લાગ્યા.

પાટવીકુમાર રણધવળ છેક ગાંડો અને મૂર્ખ નીવડવાથી ત્હેના શોકનો પાર રહયો નહિ અને રાજ્યનો માલીક જગદેવનેજ કરવો એવો વિચાર ત્હેનો થોડી મુદત થયાં થયો હતો, ત્હેનું ચિત્ત સંસાર પરથી છેક ઉઠી ગયું હતું તેથી તે ઘણો કાળ ઇશ્વર ભજનમં અને એકાંતમાંજ ગુજારતો. જગદેવ આવે તો ત્હેને તુરતજ ગાદીપર બેસાડું અને પછી હું આ સંસાર માયાથી મુકત થઈ ઇશ્વિર ભજનમાં બાકીની જીંદગી ગુજારૂં એવો ત્હેનો વિચાર થયો હતો એવામાં જગ

દેશ તરફથી માણસો આવ્યાં અને મહારાજા ઉદયાદિત્યને પોતાના આવ્યા વિશે ખબર કરી મહારાજા ઉદયાદિત્યે પ્રધાનને સ્વારી સહિત જગદેવ સામે જવા કહ્યું. પ્રધાન સ્વારી સહિત નગરી બહાર જગદેવ સામાં ગયા નગરમાં સર્વત્ર કુમાર જગદેવના આવાગમનની વાત ફેલાતાં ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો અને કુમારના દર્શન કરવા આખું નગર ઉલટયું અને નગર બહાર તેમના સામા ગયું જગદેવના દર્શન કરી નગર જનોના અને અધિકારી મંડળના આનંદનો પાર રહ્યો નહિ. જગદેવપર બેશુમાર પુષ્પોની વૃષ્ટિ થઇ. અને નગરજનોના પૂર્ણ હર્ષનાદ વચ્ચે તે રાજ્ય મહેલે આવી પહોંચ્યો અને પિતાશ્રીને જોતાંજ તેમના ચરણ કમળમાં પડયો કુમારને નિહાળી મહારાજાની આંખમાં હર્ષઅશ્રુ ભરાયાં, અને પોતે કરેલી ભૂલ માટે રાજપિતા રાજપુત્ર જગદેવ પાસે ક્ષમા માગવા લાગ્યો. જગદેવે તેમને ધીરજ આપી શાન્ત પાડયા. પછી જગદેવ રાજ મંદિરમાં જઇ માતુશ્રીના ચરણ કમળમાં પડયો, વિરમતિ તથા પ્રેમચંદ્રિકા પણ સાસુને પગેપડી બે કુમારો પણ દાદીના ચરણ કમળમાં પડયા શોલંકીરાણીને આજે કદિનહિ અનુભવેલો એવો અપુર્વ આનંદ થયો, અને પુત્ર જગદેવને પુત્ર જગદેવ તથા બે પુત્રોને ' દીર્ઘાયુષી થાઓ ' એવો માતાએ આશીર્વાદ આપ્યો. પછી પીતા પુત્ર અને માતા પુત્ર વચ્ચે, ધારાનગરીથી નીકળ્યા પછી માર્ગમાં અને સિધ્ધપુર પાટણમાં જેજે હકિકતો બની હતી અને ગુર્જરપતિની તેઓનાપર કેવી રીતે કૃપા થઇ હતી? વિગેરે સઘળી હકીકત ટુંકમાં કહી સંભળાવી પછી કુમાર જગદેવ વાઘેલી માતાના મહેલે ગયો અને પ્રણામ કરી કુશળતાના સમાચાર પૂછ્યા વાઘેલી માતાએ અતિ પ[illegible]તાવો કરી પોતે તેની સાથે પ્રથમજે વૈર ભાવ રાખતી તેના માટે માફી માગી જગદેવે તેમને, ' હું અને મહારાજકુમાર રણધવળભાઈ એકજ છીએ વિગેરે વિનયયુક્ત મધુર ભાષણ [illegible]રી શાંતિ આપી.

મહારાજા ઉદયાદિત્યનું મન સાંસારિક વિષયો અને રાજકાર્ય પરથી ઉપરમ પામી ગયું હતું તેથી તેમણે રાજ્ય જ્યોતિષી [illegible]પાસે સારૂં મુહુર્ત જોવડાવ્યું અને તે મુહુર્ત પ્રમાણે કુમાર જગદેવને તખ્ત નશીન કર્યો. આથી કરી ધારાનગરીની પ્રજાના આનંદનો પાર રહ્યો નહિ. એ પ્રમાણે એક દિવસે મહારાજા જગદેવ

સભા વિશે બેઠા છે તેવામાં તેમને એક સીપાઇએ આવી જાહેર કર્યું કે—

' નામદારશ્રી મહિલાવતી શહેર કબજે કરી તથા ત્યાં આપણી આણ ફેરવી કુમાર સાહેબ અજીતસિંહ તથા કેદારસિંહ ત્યાંના રાજા દુષ્ટસિંહને કેદ કરી અહિં લાવ્યા છે.

આ સાંભળી મહારાજા જગદેવ બંધિવાન આણેલા રાજા સહિત પોતાના કુમારોને અંદર બોલાવ્યા અને તેમની બહાદુરી માટે તેમને ધન્યવાદ આપ્યો પછી કુમાર અજીતસિંહે નિવેદન કર્યું કે.

પૂજ્ય પિતાશ્રી ? આ રાજા દુષ્ટસિંહનું જેવું નામ છે તેવાજ તેનામાં અવગુણ છે પોતાની પ્રજાપર હેનો બહુજ ત્રાસ હતો એ ત્રાસમાંથી અમે તેમને મુક્ત કરી ત્યાં આપણી આણ વર્ત્તાવી છે.

આ સાંભળી જગદેવે કહ્યું—દુષ્ટસિંહ શરમ છે તમને? કે જે પ્રજાને રાજાએ પોતાના સંતાન રૂપે ગણી તેનું રક્ષણ કરવું જોઇએ તેને બદલે તમે હેના પર જુલમ ગુજારોછો ઇશ્વરે તમને રાજા બનાવ્યા તે પ્રજાને રંજાડવાને નહિ પરંતુ પ્રજાનું પ્રેમથી રક્ષણ કરવાને રાજાને શીર જેટલું જોખમ અને જેટલી જવાબદારી છે તેટલી બીજા કોઇને નથી. આ સાંભળી દુષ્ટસિંહ શરમીદો થઈ બોલ્યો.

' મહારાજશ્રી ! મ્હારાથી બહુ અનિષ્ટ થયું છે આપ દયાળુ છો આ વખતને માટે મ્હારાથી થએલા અપરાધ ક્ષમા કરો. હવેથી હું મ્હારી પ્રજાનું તન મનથી પાલન કરીશ અને કોઇ પણ પ્રકારનો તેમના પર જુલમ ગુજારીશ નહિ.'

' વારૂ, આ વખતના માટે હું મુક્ત કરૂ છું પરંતુ હવે પછી જો તમે તમારી પ્રજા પર જુલમ ગુજારશોતો હું આપને નિ:સંશય કુર સજા કરીશ.

એ પ્રમાણે જગદેવ પ્રજાનું પાલન કરતો, પોતાની ગુર્જરગીરા ઓપર ધર્મની ધ્વજા ફરકાવતો અને સર્વ ભૂમંડલોમાં પોતાના યશરૂપ ભાનુનો પ્રકાશ પાડતો, નીતિ અને ન્યાય પ્રણાલિકાથી રાજ્ય ચલાવતો, અને પ્રજાના અનેક આશીર્વાદો લેતો, દિવસો સુખમાં વ્યર્તિગમન કરવા લાગ્યો, ઇતિશિવમ્.

# જાહેર ખબર.

**ક**રૂણા વિજય ઉર્ફે શૂરવિર અભયસિંહ (ત્રીઅંકી નાટક) જેમા પૂર્ણ દયા, નીતિ, કરૂણા અને વિરરસ સર્વો કૃષ્ટ ઝળઝકથી અને નવીન રાગ રાગણીથી લખવામાં આવ્યો છે. ટુંકામાં પુસ્તક પુરૂ કર્યા વગર ઉઠવાનું મન થતુ નથી. કિમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

**પૃ**થિરાજ ચહુઆણ (સપ્તાંકી નાટક) દિલ્લીનો છેલો રજપુત મહારાજા પૃથિરાજના નામથી ભાગેજ કોઇ અજાણુ હશે. તેમનો ઉદાર સ્વભાવ, બહાદુરી શુરાતનનું વર્ણન ઘણુંજ ઉત્તમ છટાદાર ભાષણુ અને નવીન ગાયનો સાથે મનને આનંદ સાથે દેશાભીમાન ઘણુંજ ઉત્તમ શૈલીથી લખવામાં આવ્યુ છે કિમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

**ભ**તૃહરિ (પંચાંકી નાટક) આ નાટકમાં માળવાધીપતી મહારાજા ભતૃહરિ કૃત શ્રુગાર, નીતિ વૈરાગ્યશતક ઉપરથી લખવામાં આવ્યું છે. જે ભતૃહરિ રાણીના પ્યારમાં ફસાઇ છેક કામાંધ થઓ. અને છેવટ રાણીના દુષ્ટાચરણથી ખેદ પામી રાજ્ય ત્યાગ કરી ભેખ લઇ જગતને સારી રીતે શિખવ્યું છે. કિમત ૦-૮-૦ પોસ્ટેજ ૦-૧-૦

**હ**લામન જેઠવો (પંચાંકી નાટક) આ નાટકમાં હલામણ જેવા શુરવીર અને સતિ સોનારાણી જેવી પતિવ્રતા રાણીને સીઆજી મહારાજ બદ દાનતથી ખોટા આરોપ મુકવાથી ઘણું દુઃખ વેઠવું પડયું છે. ભાગ ઘણાજ ઉતમ પ્રકારે વર્ણવેલા છે. કિંમત ૦-૮-૦ પો. ૦-૧-૦

**જ**ગદેવ પરમાર અને વિરમતિ (ત્રિઅંકી નાટક) આ નાટકમાં જગદેવ પરમારની બહાદુરી અને વિરમતી ઉપર અનેક દુઃખોના ડુંગર પડયા છતા પોતાનું શિયળ કાયમ રાખ્યું એક બહાદુર વિર રમણીએ પોતાનું નામ અમર કર્યું છે. કિંમત ૦-૮-૦ પો. ૦-૧-૦

મોટા કદના, સચિત્ર અને રંગબેરંગી પોસ્ટ કાર્ડો

| | | |
|---|---|---|
| સેંકડે | ૦—૪—૦ | પોસ્ટેજ જુદું |
| હજારના | ૨—૪—૦ | પોસ્ટેજ જુદું. |

**ખત્રી. પુરૂષોત્તમ મૂલચંદ ગુલાલવાડી નાકે—૨ મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ત્રણદરવાજા—અમદાવાદ.**

# જાહેર ખબર.

**ચિતોડનો ઘેરો અથવા અકબરની ઉદારતા અને રાજપુતોનો રણુંરસાદ** સદરહુ નોવેલમાં જયમલ્લ (ચિતોડનો સેનાપતિ ) રજપુતાણીઓ વીગેરેનો સ્વદેશમાટે પ્રાણ તથા પતિ કાર્યમાં પુર્ણ રીતે સહાયભૂત થવું અકબર પાદશાહની ઉદારતા. વિગેરે બાગ આબેહુબ વર્ણવેલો છે. ............ ............... ૦—૩

**શુરવીર પૃથુસિંહ પરમાર, અને નિષ્કલંકલાલ સતી મેનાં**—સદરહુ ગ્રંથમાં ઉપર લખેલા વીષયની રસીક વારતા ઇતિહાસિક વાંચવા લાયક છે, જ્યારે પુસ્તક તમે વાંચશો ત્યારે તેને પોતાની ખાનગી પુસ્તક શાળામાં રાખવાનું મન થશેજ ? આમાં મેનાં નામની સ્ત્રીએ એટલી બધી બહાદુરી કરી છે કે તેના પરાક્રમની બરોબરી કોઇ પણ વીર પુરૂષે ભાગ્યેજ કરી હોય, તે સ્ત્રી છતાં તેની રચના એવી હતી કે તેને રાજાઓ પગે પડતા હતા. જે કામ તેણે કર્યાં છે તે તે પ્રસંગમાં તેણીએ મરદનો સ્વાંગ ધારણ કર્યો છે તેમાં પૃથુપરમારને એ ત્રણ વખત બચાવ્યો છે. મેનાં સ્ત્રી છતાં તેનામાં ધૈર્યતા; શૌર્ય બળ; બાહુબળ; બુદ્ધિબળ કેવું હતું. તેમજ તેનો વૃદ્ધ સ્વામી હતો, અને પોતે અઠાવીસ વરસની ઉમરવાળી હતી છતાં પણ પોતાનું શિયળવ્રત કેવી ખુબીથી સાચવ્યું છે. અત્યંત ગહન ડુંગરોમાં રાતદીવસ કેવી યુક્તિથી રહીને પોતાના ઉપર ઉપકાર કરનારનું ભલું કર્યું છે તેનો હાબેહુબ ચિતાર આપેલો છે વિષય સ્ત્રી શિક્ષણને માટે અત્યંત ઉપયોગી છે માટે બેહેનો તથા ભાઇઓએ પોતાની પાસે અવશ્ય આ પુસ્તક રાખવું જરૂર છે.૧—૦—૦

**રમણ અને તારા—ભાઇ બહેન અથવા કરણી કુમતી ખ્વાર થએલો એક શેઠીઓ**—આ નામની એક સંસારી નવલકથા જેની અંદર નેકી, સુદ્ધ પ્રેમનો આબેહુબ ચિતાર આપવા વાળી, લોભ અને સ્વાર્થ બુદ્ધિથી આવી પડતી આફતોનું વર્ણન આપવામાં આવ્યું છે તેમજ ભાવિ પ્રમાણે ચડતી પડતી આવે છે વિગેરે બાબતનું વર્ણન કરી ગૃહસ્થને ઉપયોગી ગ્રંથ બનાવવામાં આવેલો છે. આ એક ઉત્તમ પ્રકારનું નોવેલ છે......... ૦—૧૨

**સરનામું.**

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

**ત્રણ દરવાજે—અમદાવાદ.**